ओम् तत्सत् गुरवेपरमात्मनेनमः॥

# નરસિંહ વાણી-વિલાસ.

## અંક ૧ (પેહેલો)

રચનાર

આનંદ મૂર્તિ પરમ કૃપાળુ મ્હારાજ

## શ્રી નરસિંહાચાર્યજી

જન કલ્યાણાર્થે છપાવી પ્રસિદ્ધ કરનાર

માણેકલાલ જમનાદાસ મ્હુલારજી,

ત્રિકમલાલ અચરતલાલ કંથારિયા, તથા મિ

પરભુરામ તુલજારામ ભટ.

### દુહો.

ક્લેશરૂપ જગ જોઈને, જેહેને ઉપજે ત્રાસ ॥
તેજન હર્ષે વાંચજો, નરસિંહ વાણિ વિલાસ ॥૧

સુરત વિક્ટોરિયા પ્રેસમાં ટેમુલજી
બેરામજીએ છાપી.

વિકૃતિ નામ સં. ૧૯૩૬ પ્રમાથી નામ સં. ૧૮૦૨

## ओम् श्री सद्गुरवे हरये परमात्मनेनमः ॥

### પ્રસ્તાવના.

આ ગ્રંથ કરવાનું પ્રયોજન શું, અને એમાં શા શા વિષયો વિશે મુખ્યત્વે કરીને વર્ણન કર્યું છે તે વગેરે બાબતની સંક્ષેપમાં પ્રસ્તાવના મુકવી યોગ્ય છે.

ગ્રંથકર્તા, મારા પર્માનંદ સુખદાતા, માન્ય, પૂજ્ય, એવા સદ્ગુરૂ સ્વરૂપ, પ્રત્યે, પરમાર્થના હેતુથી, અર્થાત્ અધિકારી મુમુક્ષુજનોને, અહર્નિશ અંતઃકર્ણના મળ, વિક્ષેપ, અને આવાર્ણ દોષરૂપ વ્યાધીઓની નિવૃત્તી રહેવાનાં સાધનરૂપ પદ્ય રચનામાં કાંઇ ગ્રંથ લખાય તો ઠીક એવી નમ્રતા પૂર્વક વિજ્ઞપ્તિ ગુજરવાથી શર્ણાંગત જનો ઉપર દયાનો મિષ્ટ સમુદ્ર છે જેઓ એવા પરમાર્થરૂપ સત્પુરૂષે, સદરહુ વિજ્ઞપ્તિ અંગિકાર કરી; પ્રસંગોપાત સેવક ભાવસ્થિત અધિકારિયોના ઇચ્છેલા વિષયો તથા રાગોમાં છુટક પદો વિગરે લખ્યાં, જે છપાઇને પ્રસિદ્ધ થયેલાં જોવાને ઘણા વિવેકી અને આતુરતાવાન મુમુક્ષુઓએ અત્યાગ્રહ દર્શાવ્યાથી, ગ્રંથરૂપે છપાવી પ્રસિદ્ધ કરવાનો નિશ્ચય થયાથી આ ગ્રંથ જાહેરમાં મુકયો છે.

ગ્રંથકર્તા આનંદ મૂર્તિ મ્હારાજના વિશેષ સમાગમથી, મારાં અંતઃકર્ણને (મારી સમજણ પ્રમાણે) પૂર્ણ શાન્તિ થઇ જેથી હું એમનો અત્યંત આભારી છું.

"હું એમનો અત્યંત આભારી છું" એમ કહેવું પણ વાસ્તવે જોતાં તો સંભવતું નથી, કારણ કે જન્મ માર્ણાદિ રૂપ

અનંત ક્લેશનું મૂળ જે મિથ્યા અહંસ્ફુર્ણ, તેને જ્ઞાનાગ્નિથી દહન્ કરી અર્થાત્ જ્ઞાનરૂપ કરી, કેવળ નહીં વતૂ્જ એવું મિથ્યા અહં તેને પોતાનાં નિજ સ્વરૂપને વિશે આકર્ષણ કરી સ્વાત્માનંદને વિશે તદાકાર કીધો. અર્થાત્ મિથ્યા અહં જે કાંઇજ નહીં તેને તેવુંજ (ભ્રાન્તિ ખસેડીને) દર્શાવ્યું, એટલે પોતેજ સદ્ગુરૂ શ્રી હરી એકલા પરમાનંદ રૂપે વર્તી રહ્યા એમ સિદ્ધ થયું, તેમાં હવે વળી, બીજું કયું નવું અહં (સદ્ગુરૂ પરમાત્મ સ્વરૂપથી ભિન્ન) ખડું થઈ આભારી થાય !!

વ્યવહાર પક્ષે કદાચ એમ કહું છું તો સંભવતું જણાય છે, પણ તે આભાર વાળવાને એવો દ્રશ્ય કાંઇજ પદાર્થ નથી કે વાળી શકું; કેમકે બ્રહ્માદિ સ્થાવર જંગમ સર્વ પદાર્થને વિશે આશક્તિ રહિત વૃત્તીઓ જેમની છે એટલે કાંઈપણ પદાર્થમાં મોહ નથી કે જેથી આભારવાળું—કદાપિ તેમ મારી મેળે હું માની લઉં તોપણ સર્વોત્કૃષ્ટ સુખ, જેનાથી ઉત્તમ અન્ય કાંઇજ નથી, તે લઇને બીજું એવું શું આપું !! જેમ, ચિંતામણી, પારશમણી વગેરે અમુલ્ય ઝવેરના ભંડારીએ, કૃપા કરી કોઇ શર્ણાગત જનને, સર્વ ભંડારનો માલીક કરી આપ્યો હોય, તો તેના બદલામાં સુવર્ણ કે રૂપું કાંઇજ તેને આપવું સંભવતું નથી, કારણ કે તેમના આપેલા ભંડારમાના એકજ ચિંતામણિ યાને પારસ મણિમાં અનેક સુવર્ણ—રૂપાંનાં ગાડાં અથવા હજારો માણ રહેલું છે તેમ, કાંઇ પણ દ્રશ્યા દશ્ય પદાર્થ નજર કરતાં મળી આવ્યો નહીં ત્યારે તે આભારના બદલામાં “ओम् श्री सद्गुरवे हरये परमात्मने नमः” इति मंत्रेण युक्त આ પ્રસ્તાવનારૂપ અર્પણ પ-

ત્રિકા સહ, મારૂં મિથ્યા અહંસ્ફુર્ણું, જડ, મૂળ, ડાળ, પત્ર, ફ-
ળ. ફુલ સાથેજ, એ (હરિગુરૂ પરમાત્મા) ને, અખંડ સદાસર્વદા
અર્પણ થઇ રહો, અર્થાત્ (એ) વાસુદેવને વિશેજ વહ્યું જાવ,
અને મારૂં પોતાનું (મિથ્યા અહંનું) મિથ્યા ભ્રાન્તિરૂપ અ-
સ્તિત્વ સદ્ગુરૂ પરમાત્મારૂપજ થઇ રહો. અસ્તુ. અર્થાત્ ન-
મસ્કાર કરી નિવૃત્તિને પામું છું.

આ ગ્રંથમાં મુખ્યત્વે કરીને હૂં કોણ અને આ દ્રશ્ય જગત શું, એ સકારણ છે કે અકારણ, તેમાં નિત્ય શું અને અનિત્ય શું, જ્ઞાતાએ શું કર્તવ્ય છે, અખંડ સ્થીતિ (અડગ-વૃત્તી) શામા રાખવી, જ્ઞાની અજ્ઞાનીમાં શું તફાવત અને તે શી રીતે ઓળખાય, વિચારવું શું, વિચારની અવધિ ક્યાં, ઇત્યાદી વિષયો વિશે પદ્ય રચનાથી વર્ણન કીધું છે અર્થાત્ એ ગ્રંથ, ભક્તિ, નીતિ, વૈરાગ, વિવેક, જ્ઞાન વગેરે ઉત્તમ પ્રકારના રસથી ભરેલો છતો, સર્વ કલેશની નિવૃત્તી અને પરમાનંદની પ્રાપ્તિનો હેતુ દર્શક છે.

આ ગ્રંથનો ચાર અંક કર્યા છે, તે દરેકમાં ઉપદેશી તથા અનુભવી એ બે પ્રકારની કવિતાનો સમાવેશ કરવામાં આવ્યો છે; અગર જો વખતની અનુકુળતા ન હોવાને લીધે જુદાં જુદાં અંગ પાડવામાં આવ્યાં નથી, તેમજ દરેક રાગનાં પદો એકજથે મુકવામાં આવ્યાં નથી, તોપણ પદને મથાળે તે રાગની પ્રસિદ્ધ કડી મુકવામાં આવી છે, જેથી સુજ્ઞ વાંચનારાને અસુગમતાનો સંભવ નથી.

જ્ઞાનવાનની બોધક અને પારમાર્થિક વાણી કવિતારૂપે હોવા છતાં તેને કવિતારૂપ ગણવી યોગ્ય નથી, પરંતુ વેદ શ્રુતિ વાક્ય સમગણી અંગિકાર કરવા યોગ્ય છે. તાત્પર્ય કે,

કવિપદનું અભિમાન ધરનાર પુરૂષોએ દોષ દ્રષ્ટિ રહિત થઇ માત્ર અમૃતરૂપ અર્થને વિવેક પૂર્વક ગ્રહણ કરવો.

આ ગ્રંથ મુદ્રાંકિત કરાવવા વિશે ઘણા સજ્જનોની આગ્રહ પૂર્વક વિજ્ઞપ્તિ ગુજરવાથી, રા૦ ત્રીકમલાલભાઇ જેઓ અત્યંત વિવેકી, પ્રેમપાત્ર, દ્રઢ પુર્ષાર્થી, તેમજ શ્રી સદ્દગુરૂને વિશે તન, મન, અને ધન, યુકત યથા યોગ્ય છે આધિનતા જેમની એવા, અને મ્હારા પર્મ પ્રિય બંધૂ, જેઓની નિરંતર સ્થીતિ સદ્દગુરૂ સમીપ રહે છે, તેમને વખતની અનુકુળતા ન હોવાથી લખેલી નકલ મને સ્વાધિન કરી જણાવ્યું કે "ગ્રંથારંભે જેવી પ્રસ્તાવના મુકવી યોગ્ય હશે તેવી તમો લખીને, જેમ બને તેમ ત્વરાથી આ ગ્રંથની પ્રસિદ્ધિરૂપ પરમાર્થ કામ કરવા શ્રમ લેશો". આ શ્રમ મ્હારા તરફ આવવાથી, સદ્દગુરૂ મ્હારાજની મ્હારા તરફ અનન્ય ભાવરૂપ કૃપા વડે, ઉછળતા જ્ઞાન–ઉદધિને, હ્રદયરૂપ મર્યાદા છોડી, નિકટ વર્તિ સજ્જનોને તદ્દત્ થવા, આ ઉત્તમ સાધન, મ્હારા ટૂંક વિચારો સહ, યોજવાની, ઉત્કૃષ્ઠ તક પ્રાપ્ત થઇ, જેથી વાસ્તવે જોતાં એ શ્રમ નહીં પણ આભારરૂપ ગણાવું યોગ્ય છે.

આ પ્રસ્તાવનારૂપ કાર્યના કર્તાપણાનું અભિમાન ધરનાર મિથ્યા સ્ફુર્ણરૂપ અહંવૃત્તી, ઇંદ્રિય–ગણના ઇશરૂપ પરમાત્મ ચૈતન્ય સત્તાને, પોતાનાં કારણરૂપ જાણી નમન્ કરી સચ્ચિદાનંદ મય થઇ રેહે છે. અસ્તુ.

**॥ શ્રી ॥ શ્રીગણેશાય નમઃ॥ ॥ શ્રી ॥**

**માણેકલાલ જમનાદાશ મ્હેલારજી.**



# શ્રીગણેશાય નમઃ॥

—ooOoo—

## દોહરો.

સદ્ગુરૂ મુખી સુજાણ નર, ભક્તિવાન ગુણવંત ॥
ભણે સ્તવન આભાવ શું, લિયે લાભ અત્યંત ॥ ૧ ॥

---

## ચિંતવન.

સાખી.

સદ્ગુરૂ દેવ સંભારિયે, અહોનિશ સંધી કાળ ॥
આ ભવ માંહિ ઉગારશે, તોડી ભ્રમ જંજાળ ॥ ૧ ॥
સદ્ગુરૂ વિન કો છે નહીં, દુઃખ મિટાવન હાર ॥
માટે ભાઇ સંભારિયે, સદ્ગુરૂ વારંવાર ॥ ૨ ॥
ત્રિવિધિ તાપની જવાળથી, શાન્ત કરે સંસાર ॥
એહેવા શમર્થ દેવને, સમરો વારંવાર ॥ ૩ ॥
સદ્ગુરૂ મ્હેર થઈ જદા, નહિં કો મારણ હાર ॥
માટે શમર્થ દેવને, સમરો વારંવાર ॥ ૪ ॥
સત્ય કહૂં અવિનાશને, ગુરૂ મ્હોટા જે હોય ॥
આદિ મધ્ય ને અંત નહીં, સમરો સદ્ગુરૂ સોય ॥ ૫ ॥
સ્તુતી કરે ગુરૂ દેવની, બ્રહ્મા વિષ્ણુ મહેશ ॥
સનક જનક શુકદેવને, સ્તવે નિરંતર શેષ ॥ ૬ ॥
જ્ઞાની ધ્યાની ને વળી, ઘણા તપસ્વી જંન ॥
સ્મર્ણ કરે ગુરૂ દેવનૂં, રહે નિરંતર વંન ॥ ૭ ॥
ધ્યાન વિશે આવે નહીં, જો યુગ જાય અનંત ॥
નિજ પદ વૃત્તિ સમાવિને, સ્તવન કરે સૌ સંત ॥ ૮ ॥

સમર્થ સંત દયા થકી, જડશે સદ્‌ગુરૂ દેવ ॥
નરસિંહ સદ્‌ગુરૂ સંતની, કરો નિરંતર સેવ ॥ ૯ ॥
સદ્‌ગુરૂ સ્મર્ણ વિના કદી, વહો ન દૂજી વાણ ॥
અવર કથન નિશદિન વહે, તે મુખ નહીં મળ-ખાણ ॥ ૧૦ ॥
સદ્‌ગુરૂ વિન કો દેવતા, દીઠો નહીં જગ માંહ્ય ॥
નરસિંહ હેત ધરી સ્તવે, સદ્‌ગુરૂ રાય સદાય ॥ ૧૧ ॥

---

## ક્ષમાપન સ્તોત્ર.

ઇંદ્રવિજય છંદની ચાલે.

છો ગુરૂ દેવ દયાલ હું દુષ્ટ છું,
તોપણ આપ ગણી નિજ ફેરો ॥
આ ભવ માંહી નિભાવ કરી,
નિજ રૂપતણા ઉપદેશમે પ્રેરો ॥
જૂઠ પ્રપંચ ને કામજ ક્રોધ,
વધૂ મન મોહ રહ્યાં કરિ ડેરો ॥
હે પ્રભુ દાન દયા નિજ હોય,
મિટે દુરગૂણ વળી ભવ ફેરો ॥ ૧ ॥
છો પ્રભુ શાહ છઊં નિજ ચોર,
સદા મુજ દોરવહે જગમાંહી ॥
દાન તણા કરનાર છો આપ,
છઊં હરિ માગણ હૂંજ સદાઇ ॥
છો પ્રભુ શેઠ હું ચાકર તોય,
નહીં કદી દૂર રહૂં પદ જ્યાંહી ॥
હે પ્રભુ પાર કરો ભવથી,
નવ છાંડશો સિન્ધુ વિશે કર સાહી ॥ ૨ ॥

ગુરૂ હિન દીન અધીક થઇ,
વિચરૂં વસુધા મમ છેહ ન ક્યાંહી ॥
ધરૂં શુદ્ધ ચૈતન્ય ભાવ, ટગાવે,
સદાભવ દ્રવ્ય પદાર્થજ વાહી ॥
અરે કહો કાંય સદા ગુરૂ રાય,
ગ્રહી મુજ બાંહ્ય છોડાવત નાહીં ॥
કહૂં વિનવી પ્રભુ પાર કરો,
નવ છાંડશો સિંધુ વિશે કર સાહી ॥ ૩ ॥
ન જાણું હું તો યમ નેમને ધ્યાન,
લહૂં નહીં વૃત્ત કે દાનની રીતી ॥
વળી કોઇ આસન ચોગ નિમિત્ત,
કરૂં ધરિ ચિત્ત નહીં મન પ્રીતી ॥
લહૂં ખટ કર્મ તણો નહિં મર્મ,
ગાઉં નિત્ય ધર્મથી દેહનિ નીતી ॥
અહો ગુરૂ રાય કરી કરૂણાય,
કરો દુર આવાગમન ભ્રમ ભીતી ॥ ૪ ॥
ન જાણું હું નિત્ય અનિત્ય વિવેક,
ધરૂં નહિં ટેક છું મંદ વિચારી ॥
કદી વૈરાગ નહીં ઉર માંહ્ય,
રહું જઇ ક્યાંહ્ય કહું બળહારી ॥
કરૂં નહીં જાપ વિધીથી અધાપ,
રહે પરિતાપ હ્રદે મહીં ભારી ॥
ગ્રહો નરસિંહ કરી કરૂણાય,
સદા મુજ બાંહ્ય ન દેશો વિસારી ॥ ૫ ॥

---

## ગીતી.

સમદમ તપ નહિં જાણૂં,
તિતિક્ષા શ્રદ્ધા નહીં સમાધાન ॥
મુમુક્ષુતા નહિં આવ્યે,
પ્રગટ્યૂં નહિં નિજ સ્વરૂપનૂં જ્ઞાન ॥
હે સદ્‌ગુરૂ મુજ ત્રાતા,
દાતા તમ સમ નહીં કોય જગમાં ॥
કરો કૃપા નિજ જાણી,
ગણિ અધિકારી મુમુક્ષુની લગમાં ॥ ૧ ॥

---

## સદ્‌ગુરૂ સ્તવન પંચક.

પદ. અથવા હરિગીત છંદની ચાલે-એક ટુકવધારે.

હે સદ્‌ગુરૂ જગપાળ, દીન દયાળ,
હાલ, કૃપાળ, થઇ દુખ ટાળિયે ॥
વિક્રાળ કાળની ફાળ, આ જગજાળ,-
થી પ્રભુ પાળિયે ॥
હૂં દીન તોય નચીન, નિજ પદલીન,
છું આધીન, ગુરૂ સંભાળિયે ॥
છો આપ મુજ માબાપ, જપું હું જાપ,
સઉ સંતાપ, પુર્વિ પાપ સર્વ પ્રજાળિયે ॥ ૧ ॥
વિષય કેરી મોજમાં, હૂં રોજ, રહું થૈ રહોજ.
નહિં મુજ ખોજ, આપ ઉગારિયે ॥
છું દાસ ચરણ નિવાસ, પુરિયે આશ,
જ્ઞાન ઉજાસ, દૈ મન ઠારિયે ॥
લોભનો નહિં પાર, મોહ અપાર, કહું આવાર,

કરિ ઉપગાર, ચિતને ખાળિયેં ॥
છો આપ મુજ માબાપ, જપું હું જાપ,
સૌ સંતાપ પુર્વિ પાપ સર્વ પ્રજાળિયે ॥ ૨ ॥
ક્રોધ કરવા રોધ, કરૂં હું શોધ, પણ શુધ બોધ,-
વિન એ જોધ કહો કેમ મારિયે ॥
વળી કામનો આવેશ, કરતો ક્લેશ, કરૂં ઉદ્દેશ,
કમ નહિં રેશ, આપ નિવારિયે ॥
છે દ્વેશ ને વળિ રાગ, ત્હેનો ત્યાગ, કરવા લાગ,
છે વૈરાગ, મુજ મન ધાલિયે ॥
છો આપ મુજ માબાપ, જપું હું જાપ,
સૌ સંતાપ પુર્વિ પાપ સર્વ પ્રજાળિયે ॥ ૩ ॥
હે કૃપાસિંધૂ નાથ, જોડી હાથ, બાંધી ભાથ,
સોહું સાથ, ઓથ નભાવિયે ॥
જીવ પાણાંની આડ, મારી કુહાડ, કરીને ફાડ,
આ ભ્રમધાડ સહુ સળગાવિયે ॥
મુજ અપરાધ, સ્વામી અગાધ, ટાળી બાધ,
છો ગુરૂ સાધ, અમૃત ઢાળિયે ॥
છો આપ મુજ માબાપ, જપું હું જાપ,
સહુ સંતાપ, પુર્વિ પાપ સર્વ પ્રજાળિયે ॥ ૪ ॥
આપવિન કોઈઈશ, નથી મમ શીશ, કહું આ દીશ,
દૈ આશીશ મુજપર રીજિયે ॥
ધરિ અધિકો પ્રેમ, ટાળી વ્હેમ, કરી જેમ તેમ,
છોડી નેમ, નિર્ભય કીજિયે ॥
મોહન સ્વરૂપ, નિજ ગુરૂ સન્નિધ, સ્તુતિ ભણી,
ભ્રમકૂપથી મન ગાળિયે ॥

નરસિંહ છો ગુરૂ આપ, મુજ માબાપ, જપું હું જાપ,
સહુ સંતાપ પાપ પ્રજાળિયે ાા ૫ ાા

સાખી.

અંતરયામી ઇશિ છો, ત્રિકાળ જાનનહાર
ક્ષમાકરો અવગુણ સહુ, જય જય કહું આવાર ાા ૧ ાા
અનંતકાળ સ્તુતી કરે, તોય ન આવે અંત
નરસિંહ અલ્પ વદી રહે, ગણિયે આપ અનંત ાા ૨ ાા

## સદ્ગુરૂ પ્રશંસા પંચક.

(હરીગીત છંદની ચાલે.)

નરસિંહ નિરમલ નામ સદ્‌ગુરૂ, દુઃખ શોક વિનાશકં,
પવિત્ર પર્મ પુનીત નિર્મલ, જ્ઞાન ભાનુ પ્રકાશકં;
અટલ આપ અપાર સચ્ચિદ, ઘના કાશ વિલાશકં,
વંદનિક મોહન સ્વરૂપ, શ્રી પતિ ચિત્તાકર્ષકં ાા ૧ ાા
નિજદાસ રક્ષક અકળ કળ, ફળહાર અમૃત દાયકં,
ઉપકારિ નિશદિન જીવતારક, સત્ય ચાહક લાયકં;
પામરત્વ વિનાશ કરિ, શુદ્ધાત્મ પદ હદ દર્શકં,
વંદનિક મોહન સ્વરૂપ, શ્રી પતિ ચિત્તાકર્ષકં ાા ૨ ાા
નિસ્પૃહી સત્ય ઉદાર શિલતા, યોગ મૌન પ્રસારકં,
જન્મ માર્ણ ક્ષુધા ત્રષાદી, હર્ષ શોક વિદારકં;
અરિ કામ ક્રોધરૂ લોભ મત્સર, મોહ મદ સહ છેદકં,
વંદનિક મોહન સ્વરૂપ, શ્રી પતી ચિત્તાકર્ષકં ાા ૩ ાા
કષાયમળ વિક્ષેપને વળિ, રસા સ્વાદ નિવારકં,
ક્રિયા ગુણ નીતી સહિત સંબંધ દુઃખ સંહારકં;
રાગદ્વેષરૂ અસ્મિતા ભિનિ વેશ કલેશ અદર્શકં,

વંદનિક મોહન સ્વરૂપ, શ્રી પતી ચિત્તાકર્ષકં ॥ ૪ ॥
આવરણ અજ્ઞાન વૃપ્તિ, પરોક્ષ ભય ભ્રમદાહકં,
અપરોક્ષિ ઉદયરૂ નાશ શોક, નિવારિ સ્વયપદ ધારકં;
નૃસિંહ તુર્યાતીત પદ, હદ રહિત વિશ્વ વિહારકં,
વંદનિક મોહન સ્વરૂપ, શ્રી પતી ચિત્તાકર્ષકં ॥ ૫ ॥

---

## પદ રાગ ગોડી.

ગૂરૂ બીન નહિં કોઉ દાતા,
યા જગમે ગૂરૂ બીન નહિં કોઉ દાતા,
યહ ભવજલ બિચ જન ન્હાતા,
યા જગમે ગૂરૂ બિન નહિં કોઉ દાતા ॥ ટેક ॥
યહ ભવતરન કઠીન હૈ ભાઇ,
જલ બિન સિન્ધૂ કહાતા,
મોહરૂપ જલ કલ્પિત ભાસે,
ભ્રાન્તી ભ્રમર ઘુમાતા ॥ યા જગમે૦ ૧ ॥
ચક્રીત વિમલ તરંગ અરૂ લ્હેરી,
તારક જનકું ડરાતા,
કયા કહની અજ્ઞાની જનકી,
પલમે પ્રાન છુરાતા ॥ યા જગમે૦ ૨ ॥
મત્સ્ય કચ્છ ગ્રહા બલવંતા,
ચૂંથ ચૂંથ સબ ખાતા,
ઇસ બિધ જગ સિન્ધૂ દુખ દાઇ,
સદ્ગુરૂ પાર પહુચાતા ॥ યા જગમે૦ ૩ ॥
જો કોઉ જન નિર્ભયતા ચાહી,
સો સંતન હાટ બિકાતા,

સદ્ગુરૂ નાવ ચઢે સો તરહીં,
અવરકું જરૂર ડુબાતા ॥ યા જગમે૦ ૪ ॥
ઐસે સદ્ગુરૂ દેવ સકલ શિર,
શિવ આદી ગુન ગાતા,
નરસિંહ સ્તવન કરે જન કોહુ,
સંધી કાલ ડગાતા ॥ યા જગમે૦ ૫ ॥

---

## આરતી.

જય દેવ જય દેવ, જય જય ગુરૂ સ્વામી ॥ જય જય ॥
આરતિ કરિયે પ્રીતે આનંદ મન પામી ॥ જય દેવ ॥
પાવન કરવા આવ્યા, સેવક ઘર ચાલી ॥ સેવક૦ ॥
સુખરૂપ દર્શન દીધાં, દુખડાં સહુ ટાળી ॥ જય દેવ ॥
અધમ મનુષ્યોદ્ધાર, કહાવો દુ:ખ હરા ॥ ક૦ ॥
સચ્ચિદ આનંદ રૂપ, પ્રગટ થયાછ ધરા ॥ જય દેવ ॥
ઉંચ નિચ નહિં મન ભાવ, સમ દ્રષ્ટે ભાળો ॥ સ૦ ॥
કોટી જન્મના પાતિક, નિમેશમાં ટાળો ॥ જય દેવ ॥
ગુરૂ સમ નહિં હિત કારી જગમાં, પરમાર્થી પૂરા ॥ પ૦ ॥
દુષ્ટ સૈન્યને દળવા, શમર્થ છો શૂરા ॥ જય દેવ ॥
તમ સમ ભેટ નથી હો ત્રાતા, વિશ્વ વિશે જોતાં ॥ વિ૦ ॥
કર જોડી સ્તુતિ કરિયે, ચરણે ચિત પ્રોતાં ॥ જય દેવ ॥
કૃપા સર્વ પર રાખો, સેવક નિજ જાણી ॥ સે૦ ॥
અમ સરખા કંઇ તાર્યા, ભવમાંથી પ્રાણી ॥ જય દેવ ॥
આરતિયા આરતિ ઓવારે, હરિજન મળિ પ્રીતે ॥ હ૦ ॥
પુષ્પાંજલિ ગુરૂ ચરણે, અરપી શુભ રીતે ॥ જય દેવ ॥
આરત સહુની પુરજો, દેવાધીદેવા ॥ દે૦ ॥

નરસિંહ તત્ક્ષણ તરિયે, કરતાં ગુરૂ સેવા ॥ જય દેવ ॥

## પદ-૨. આરતી.

જય દેવ જય દેવ, જય સદ્ગુરૂ રાય, જય સદ્ગુરૂ રાય,
સેવાથી દુઃખ વામે, મન નિરમળ થાય; જય દેવ (૨) ટેક ॥
હરિ ગુરૂ એક સ્વરૂપ, જૂદા નવ ઝાંખું, જુદા૦ ॥
પાપ ટળે ગુણ ગાતાં, ધ્યાન હૃદય રાખું; જય દેવ ॥ ૧ ॥
ગુરૂ સેવાનાં ફળતો, સહુ કોને મળશે, સહુ૦ ॥
ઇશ્વર ગણી સેવે તો, તાપ ત્રિવિધિ ટળશે; જય દેવ ॥ ૨ ॥
હે ગુરૂ નિજ પદ દાતા, ત્રાતા છો સાચા, ત્રાતા૦ ॥
ગુરૂના અવગુણ ભાખે, તે બુધ્ધના કાચા; જય દેવ ॥ ૩ ॥
ગુરૂ સમ ઊંચી વસ્તુ, હું કાંઇ નવ ભાળું; હું૦ ॥
શુભ ઇચ્છક મુજ જાણી, સદા વચન પાળું; જય દેવ ॥ ૪ ॥
દયા કરી દિન ઊપર, દુરબુધ મુજ હરજો; દુરબુધ૦ ॥
જીવ પણ ટાળીને, મુકત મુને કરજો; જય દેવ ॥ ૫ ॥
દાસ ચરણનો હું છું, મુઢ મતિ અજ્ઞાન, મુઢ૦ ॥
સ્તુતિ કરવા તમે સ્વામી, નથી ઝાઝું ભાન; જય દેવ ॥૬ ॥
દયા નિધી હે ઈશ, છો અંતર જામી, છો ॥
મુજ અવગુણ નવ જોશો; છૈં પાપી કામી; જય દેવ ॥ ૭ ॥
આરતિ ગુરૂની કરતાં, જ્ઞાન હૃદય ઠરજો, જ્ઞાન૦ ॥
ગણિ સેવક નરસિંહ શિર, પવિત્ર કર ધરજો; જય દેવ ॥ ૮ ॥

## પદ ૧. થાળ.

આવો આવોને દિન દયાળ, દુખડાં હરવાને,
મેં પ્રેમે પીરસ્યો થાળ, ભોજન કરવાને ॥ ટેક ॥

તમે ભકત જીવાડણ નાથ, હેતધરી આવો,
હું દુરબળ જોડું હાથ, મુજ મન એ લ્હાવો ॥ આવો–૧.
તમે ભકત તણી સંભાળ, લિયો હું જાણું રે,
છો રંક તણા પ્રતિપાળ, હું શું વખાણું રે ॥ આવો–૨.
તમે ભિલ્લણુ કેરાં બોર, હરી હેતે લીધાં,
રૂષી કેરાં ઉત્તમ અંન, અંગિકૃત નહીં કીધાં ॥ આવો–૩.
સુદામા તણા તાંદુલ, અમૃત સમ ગણિયા,
તેને રિધ સિધ દીધી અનેક, કંચને ઘર ચણિયાં ॥ આવો–૪.
પ્રભુ વિદુરજીને ઘેર, જમી આવ્યા ભાજી,
દુર્યોધનનાં મિષ્ટાન્ન, હરી દીધાં ત્યાજી ॥ આવો–૫.
વળી કરમાબાઇનો ખીચ, જાણું તમે જમિયા,
સબળપર નહીં ચિત્ત, નિજ જન મન ગમિયા ॥ આવો–૬.
એવાં જોઇ અતી દ્રષ્ટાંત, મુજ મન રાચું છું,
હું દુર્બળ કેરૂં અન્ન, લિયો એ જાચું છું ॥ આવો–૭.
આ તો સુક્ષમ છેરે પ્રસાદ, નહીં પડશે ભારી,
પુરો નિજ જન કેરી આશ, સુણી વિનતી મારી ॥ આવો–૮.
જળ પાત્ર ધર્યું છે પાસ, પાન કરો પ્રીતે,
વળી તાંબુળનો મુખવાસ, મેલ્યો જગ રીતે ॥ આવો–૯.
પ્રભુ પ્રીતે કરૂં સાષ્ટાંગ, મન માની લે જો,
નરસિંહ જાણી નિજ અંગ, દાન દયા દેજો ॥ આવો–૧૦.

---

## પદ ૧. રાગ ધોળ.

સંત દર્શને જાતાં ભાઇ, દિલ દૂખ વૃત્તી વામે જોને,
અખંડ પદની પ્રીતી થાશે, સદ્ ગુરૂ કેરે ધામે જોને,
ભાવટ ભાંગે ભવની ભાઇ, પાપ પુંજ બળપાય જોને,

પુન્ય પાછલાં પ્રગટે જયારે, સંત સમાગમ થાય જોને,
દર્શન ચાર વરણુના ભાઈ, અરથ અનુપમ સાર જોને,
દરિયો જે આ માયા કેરો, રસ રહિત નિરધાર જોને,
સદગુરૂ શરણુ જવાથી ભાઈ, નવાણ રૂપે થાય જોને,
રસ હિન દરિયો તરવા કેરૂં, સંત નવાણ ગણાય જોને,
જે જન સંત ચરણુ જઈ રેહેશે, તે નવાણ નિશ્ચે થાય જોને,
મહા નીચી જળ કદી ન બોળે, એ સંતસંગ મહિમાય જોને,
ભાવ ધરી દરશન કીધાનું, મહાત્મ કહ્યું આ વાર જોને,
નરસિંહ એક જનમના પાતિક, બાળી કરશે છાર જોને,

## પદ ૨ જું. રાગ ધોળ.

સંત ચરણુને સ્પર્શે ભાઈ, સુખમાં નવ રહે ન્યૂન જોને,
ક્ષાર તણી ઇચ્છા શીદ હોએ, જો કદી આવે લૂન જોને,
સંત ચમર જગ રક્ષણ અર્થે, જગ પતિ સમ શોહાય જોને,
ભાગ્યવંત જે જન સત કર્મી, સંત ચરણ મેં સમાય જોને,
સંત ચરણને જો કર અડકે, હસ્ત દોષ અળપાય જોને,
હસ્ત નેત્ર શૂં સ્પર્શે ભાઈ, દ્રષ્ટિ દોષ પળાય જોને,
ચર્ણામૃત લેતાં અંતરમાં, કલેશ નિવૃત્તી થાય જોને,
અનંત મળ હૈયેથી ધોવા, શૂરા જનકો ધાય જોને,
ચરણ સ્પર્શ જે જન જઈ કરશે, કર નેત્ર તણા મળ ટળશે જોને,
ઉભય જનમનાં દુકૃત હરશે, દીર્ઘ દ્રષ્ટિમાં ભળશે જોને,
ચરણામૃત પીધે જન સાચે, વાકય દોષ નિસ્તાર જોને,
અંતર ભકતી બીજક પ્રગટે, પામે બહુ વિસ્તાર જોને,
પુજનનો મહીમા છે મોહોટો, જો નિત્ય પૂજન હોય જોને,
નરસિંહ ત્રણ જનમનાં કર્મો, ખુણે બેશી રોય જોને,

## ત્રીજું ૩.

સંત ચરણમાં જે જઇ પડશે, પામે પદ નિરવાણ જોને,
સુવર્ણ તોલો તે શીદ ઇચ્છે, જે જન પામે ખાણ જોને,
સમર્થ સંગે સમર્થ થાએ, યદ્યપિ હોએ રંક જોને,
પામર જીવનુ મુકતા થાશે, કરશે સંગ નિઃશંક જોને,
જળ પ્રથવીને યોગે ભાઇ, બીજ રહે છે નીત જોને,
થોડે કાળે પ્રૌઢ થઇને, અંતે હોએ અભીત જોને,
પારસ સંગે કંચન થાએ, તુચ્છ લોહની જાત જોને,
સદ્‌ગુરૂ તો પારસપેં અદકા, આપ કરે સાક્ષાત જોને,
છિલ્લર જળ સાગરને સંગે, અગાધ રૂપે ગણાય જોને,
મલીન જળ સરિતામાં ભળતાં નિરમળ રૂપે તણાય જોને,
વૃષભ જાત શંકરને સંગે, સદૈવ પૂજન પામે જોને,
એમ રંક અધર્મી સાધુ સંગે, જન્મ મરણ દુખ વામે જોને,
નરસિંહ ત્રિગુણ પતી હારે તો, વરણવશે શૂં જીવ જોને.

---

## ચોથું ૪.

સંત ચરણ જે ભોમે ફરિયાં, તે ધરણી ધંન ધંન જોને,
સરૂપ ધરા તે કહિયે ભાઈ, આસુરિ ભૂમી અન્ય જોને,
કઠોર મન કોમળતા આવે, સદ્‌બુદ્ધિનો જમાવ જોને,
સદ્વિવેકને સદ્‌ગુણ આવે, એ પ્રથવીનો સુભાવ જોને,
જપ તપ સાધન સિદ્ધી પામે, એ પણ ભૂમી પ્રતાપ જોને,
એમ સંત ચરણનો મહિમા મોટો, ટાળે સહુ સંતાપ જોને,
દુષ્ટ સ્થાનમાં યત્ન કરે તે, સરવે નિષ્ફળ થાય જોને,
પવિત્ર જનને દોષ લગાડે, સદ્‌ગુણ સરવે સમાય જોને,
મંત્ર યંત્રને તંત્ર સરવથા, જપ તપ એળે જાય જોને,

જદપી મિથ્યા છે પણ ભાઇ, ફળશે સંત સહાય જોને,
સંત વચનથી કૈં ભૂમીમાં, સુફળ થાય સંકલ્પ જોને,
સંત પરોણા જે ઘર જાશે, ત્યાં દુખ રહે નહીં અલ્પ જોને,
સજ્જનને શીખામણ લાગે, દુરિજનને મન ક્લેશ જોને,
નરસિંહ સંત નહીં જે ગામે, વસિયે નહીં તે દેશ જોને.

## પાંચમું ૫.

અનભય ઘડ ચઢવું નહીં સ્હેલું, વિના સંતની મ્હેર જોને,
વિકટ ભોમ વેહેવું દુખદાઇ, વળાઉ વિન તે પેર જોને,
શાસ્ત્ર ઘાવ સ્હેવા છે સ્હેલા, સ્હેલું વસવું વંન જોને,
અગ્ની જવાળા સહી શકે પણ, વસમું વળવું મંન જોને,
પથ્ય પાળવા વિણ ઔષધનો, ગુણના આવે અંગ જોને,
તેમ વિના વિશ્વાસ વચનમાં, ફળે નહીં સત્સંગ જોને,
મંત્ર સાધના કરે ઘણેરી, ક્રિયા હીન કો જંન જોને,
સત વર્જે તે ફળના દેખે, મિથ્યા ગાળે તંન જોને,
અંધ ગમન શી પેરે કરશે, વિના દ્રષ્ટીની સ્હાય જોને,
(તેમ) અગમ પંથ મૂરખથી ભાઈ, સદ્ગુરૂ વિન ના પમાય જોને,
દામ થકી એ કામ ન થાએ, દીન પણેથી સ્હેલ જોને,
શ્રદ્ધાથી સેવા કો કરશે, તે જન ચઢશે મ્હેલ જોને,
સંત સમાગમમાં સુખ ઉપજે, તે નહીં ચૌદ લોક જોને,
નરસિંહ સંત દયા વિન જાણો, સાધન સરવે ફોક જોને.

## સ્ફુટ વિષય.

### સાખી-પ્રબોધ.

વંદું પ્રથમ પરમાત્મા, જેથી બુદ્ધ પ્રકાશ;

જ્ઞાન ભાણુ પ્રગટયો હૃદે, તિમિર થયું સઉ નાશ--૧.
જક્ત ગુરૂ પરમાત્મા, એજ શ્રષ્ટિનો ઇશ;
સાક્ષીએ છે સર્વદા, પ્રીતે પ્રણમો શીશ--૨.
સંચિત ઉજ્વળ હોય તો, ઉપજે ભક્તી પ્રેમ;
પ્રેમે નિજ પદ ઓળખે, રહે નહીં ત્યાં નેમ--૩.
પ્રેમ આવવો કઠિણ છે, કઠિણ તજાવો નેમ;
પ્રેમે નેમજ ટાળિયે, તો સંશય રહે કેમ--૪.
સત્ય પુરૂષને પ્રીછવા, ધરો સદ્ય વૈરાગ;
વૈરાગે ગૃહિ જ્ઞાનને, કરો કામના ત્યાગ--૫.
વૈરાગ વિના તે ત્યાગશો, નિભે નહીં નિર્વાણ;
ત્યાગ કર્યા વિન વાંસના, પડે અધો મુખ ખાણ--૬.
ખાણ નિવારણ જો ચહે, સદા કરે સત્સંગ;
સંગ રંગ લાગે સહી, ઝીતે સત્વર જંગ--૭.
પ્રથમ ભજનની ભાવના, ઉપજાવે છે પ્રેમ;
માટે ભજનાનંદથી, સદા ચહો નિજ ક્ષેમ--૮.
પ્રેમ ભલો પરિ બ્રહ્મ શૂં, અન્ય પ્રેમ દુખ રૂપ;
અખંડની પ્રીતી થકી, ટળે શોક ભવ કૂપ--૯.
નિરગુણ સગૂણ ભેદને, સમજયા શૂરા સંત;
વાદ કરી મરતા વઢી, પામર વિષયી જંત--૧૦.
દેહ બની એ સગુણ છે, નિરગુણ આતમ લેખ;
જ્ઞાન થવે બેમત ટળી, ગુણાતીત પદ પેખ--૧૧.
સગુણ સમે નિરગુણ વિશે, માટે નિરગુણ પ્હેલ;
(પણ) પામરને રૂચે નહીં, મુમુક્ષુ જનને સ્હેલ--૧૨.
માટે પ્રકાર ત્રણ કર્યા, વેદ વિશે નિરધાર;
કર્મો પાસન જ્ઞાન એ, સમજણ લેવા સાર--૧૩.

શિશૂ અવસ્થા કર્મએ, મધ્યે પાસન જાણ;
એથી સાર ગૃહી ચઢે, વૃદ્ધા જ્ઞાન પ્રમાણ—૧૪.
જ્ઞાન વિના નહિ મુક્તકો, માટે ઉત્તમ એહ;
જ્ઞાન વાનને ધન્ય છે, (જો) જાણ્યું આપ વિદેહ—૧૫.
માટે જ્ઞાન ગૃહો સહૂ, વિવેક કરીને સાર;
અનુભવિજન વરણી ગયા, અધિક કરી વિસ્તાર—૧૬.
પરોપકારી વિશ્વમાં, છે જ્ઞાનીનો દેહ;
સરિતા સમ વાણી વહે, પિયે તૃષિત જન જેહ—૧૭.
આગ્રહ નહિં જ્યાં કોયને, નહિં કોનેજ નકાર;
જહેને મન પ્રીતી હશે, ગ્રહે તેજ નિરધાર—૧૮.
માનાપમાન નહીં કદા, નહિં જ્ઞાને અભિમાન;
સાગર વહે જ્યાં જોશમાં, (ત્યાં) ટકેન કોય નિદાન—૧૯.
હેતે કીર્તન કીજિયે, પ્રેમી જનને કાજ;
નરસિંહ મન નહિં આપદા, (જ્યાં) નિજાનંદનું રાજ—૨૦.

---

## પદ ૧.

હો રઘુવરજી, રાત દિવસ મને રેહે જો રટણ તમારૂં (એ રાગ)
દેહ અભિમાની, બ્રહ્મતણી ગત કહે કયમ જાશે જાણી,
વિભ્રમ જ્ઞાની, બુધ્ય ત્હારી કહેનેરે કયાં વેચાણી—ટેક.

તેં અસત્યને સત્યજ જાણ્યૂં,
બ્રહ્મ ભાવ ટાળીને જગ પરમાણ્યૂં,
એવૂં મુર્ખ પણું તો કયાંથી આણ્યૂંરે. દેહ અભિ૦ ૧.
તેં દેહાદિક ત્હારૂં કીધૂં,
ટળિ બ્રહ્મને જીવ પણૂં લીધૂં,
તજિ અમૃત વિષ પ્રીતે પીધૂંરે. દેહ અભિ૦ ૨.

ત્હારી ઉત્પત તેં માની શાથી,
ભય પામ્યો દુખ સુખ જોવાથી,
હુંપદે નિજ વૃત્તી પ્રોવાથીરે. દેહ અભિ० ૩.
મુળ પોતાનૂં પ્રીછ્યૂં નાહીં,
ખળે ભરમાવ્યો તુજને વાહી,
પડ્યો આણુજાણ્યે જવાળામાંહીરે. દેહ અભિ० ૪.
તેં રૂપ અનાદી નવ જોયૂં,
મિથ્યા મારગમાં ચિત પ્રોયૂં,
તેથી અખંડ સુખ એળે ખોયૂંરે, દેહ અભિ० ૫.
તૂં આવીશ સાગરને બારે,
આદિ વિચારશે ત્હારી જયારે,
થાઇશ નરસિંહ સુખિયો ત્યારેરે. દેહ અભિ० ૬.

---

**પદ ૧.**

નહિં જાવેરે ફળ નહિં જાવે, ગુરૂ સેવાના ફળ નહિં જાવે,
હરીસેવાનાં ફળ નહિં જાવે. (એ રાગ)
કેમ રહિયે સખિ કેમ રહિયે, પીયૂ વિયોગે કેમ રહિયે,
સ્વામી વિયોગે કેમ રહિયે. ટેક.

સંયોગનાં સુખ કદિયે ન દીઠાં,
વિરહની જવાળ લાગી હૈયે, પીયૂ० ૧ ॥
શોધ્ય કરી કરી મન મુરકાયાં,
કહાંને કોણ મારગ જૈએ, પીયૂ० ૨ ॥
જો પતિ દર્શન કોઇ કરાવે,
(નો) દામ બેશે તે હમે દૈએ, પીયૂ० ૩ ॥
મહિયરનાં હવે માન ઉતરિયાં,

ઝાઝું રહે તો ફજીત થૈએ, પીયૂ૦ ૪ ॥
લોકડિયામાં સૂખ મનાયૂં,
અંતર પીડા કેને કેએ, પીયૂ૦ ૫ ॥
મરજાદા મૂકીને ચાલું,
(તો) નિર્લજમાં ખપિયે છિએ, પીયૂ૦ ૬ ॥
સત્વર સૂખ મળે પતિ કેરાં,
(તો) ડાહ્યા કહે એ મારગ વ્હૈએ, પીયૂ૦ ૭ ॥
સ્વામિ શું યોગન કોઈ કરાવે,
(તો) નામ કહો કહોનૂં લૈએ, પીયૂ૦ ૮ ॥
જો પતિ હોય નહીં ભવમાં કો,
(તો) સમજી સદા મુન્યજ ગ્રહિયે, પીયૂ૦ ૯ ॥
નરસિંહ સદ્ગુરૂ જો નવ લાધે,
(તો) વિરહ દૂખ કયાં લગી સ્હૈયે, પીયૂ૦ ૧૦ ॥

---

**પદ ૨.** (રાગ એજ)

દખાડોરે કોઇ દેખાડો, સાચા સ્વામિને કોઈ દખાડો,
પ્યારા પતિને કોઇ દેખાડો. ટેક.
અનંત યૂગનાં અંતર પડિયા,
કર્મ ગિરી તો થયો આડો. સાચા૦ ૧ ॥
ઘૂંપટ ઓટ અતી બળવંતી,
એ આવૃણને કોઇ ઉપાડો. સાચા૦ ૨ ॥
ભ્રાન્તિ પડી નિજરૂપ ભુલાયૂં,
એ નિદ્રા થકી હવે જગાડો. સાચા૦ ૩ ॥
વિષય તણૂં દુખ મુજ મન ઝાઝૂં,
એ દુષ્ટ રીપૂને હવે કહાડો. સાચા૦ ૪ ॥

દુખ સાગરની છોળો ભારી,
સંશય પવન થયો ધાડો. સાચા૦ ૫ ॥
જીરણ નાવ દિશે બહુ નિર્બળ,
અનુભવિ નાવિકશૂં નાડો. સાચા૦ ૬ ॥
વિરહનિ પીડ સમે મુજ ત્યારે,
(જ્યારે) સંયોગનો દેખૂં દહાડો. સાચા૦ ૭ ॥
જેણે દીઠા એણે મહા સુખ માણ્યાં,
(તેનો) અનભે નગર પડીઓ ટાંડો. સાચા૦ ૮ ॥
નરસિંહ નીજ પિયુ નજરે ન આણ્યો,
(તો) મિથ્યા વાદી મુખ સંતાડો. સાચા૦ ૯ ॥

---

**પદ ૧.** રાગ બિહાગ.

સુનિયોરે સુનનાર, બચન કોહુ સુનિયોરે સુનનાર—ટેક.
હરિ રસ નિર્મલ હૈ અતિનીકો, ભાગ્ય બિના નહિં પાવે,
ભોજન પાનકિ ચાહ કરે, સતસંગત મેં ચલિ આવે,
ગુરૂ કૃપા બિન પાવે નહીંરે, ઉપાય કરો જો હજાર—બચન. ૧.
સુધ બિચાર બહાર દર્શાવે, ભીતર દુષ્ટ રહાવે,
વિશ્રયિક કર્માધિન રહે, (સો) આસુરિ જીવ કહાવે,
પુર્ષાર્થ કછૂ ના કરેરે, ખાય બહોરિ યમ માર—બચન. ૨.
મનુષ્ય તન મહા ઉત્તમ પાયો, સત્ય સ્વરૂપ નહિં ધ્યાવે,
નિજપદ નિવૃત હોઇ ન પેખે, હૂંપદ નાહિં સમાવે,
આત્મ ઘાતી સો જાનિયેરે, કબહુન ઉતરે પાર—બચન. ૩.
સત્ય સમજ કોઇ નાહીં લહે, સબ તૂનેતૂત ચલાવે,
પંથ ભાંડ સબ પેટ ભરનકૂં, જૂઠ પ્રપંચ મિલાવે,
(સો) કપટીકૂં જાને નહીંરે, મૂરખ લોક ગવાર—બચન. ૪.

નિષ્પક્ષી કોઇ સંત હોય સો, સત્ય રાહ્ા દરશાવે,
ભર્મ કર્મકી ભ્રાન્તિ મિટાવે, અમૃત મેહ બરશાવે,
અજર જરાવે સો સહીરે, નિઃસંગ રહે નીરધાર—બચન. ૫.
ચંડુલ ભાંગ અફીમ લિયે, કોઇ ગાંજા ચરસ ચઢાવે,
એહિ નિશા સગ ચાર ઘરીકા, ચાહે સો લાય ખવાવે,
નરસિંહ ખુમારી ના ટરેરે, અજર નિશા હૈ હમાર—બચન. ૬.

## પદ ૨. રાગ ચાલતો

કોહુ ચલિયોરે ચલનાર, દેશમે ચલિયોરે ચલનાર—ટેક.
યહી દેશકી રાહા બિકટ હે, શૂર હોય સો જાઇ;
કાયર જનકો સંગન ચાહિયે, અધબીચ દેવે લુટાઇ;
શીશ રહિત જો હોયગારે, કરિયો સંગ હમાર—દેશમે. ૧.
નિરમલ દેશ ઉહી હૈ યારો, જાકી રાહા કઠિન સુનાઇ;
જો કોહુ જાઇકે પાંઉ ધરે, વાકી સુફલ હોય કમાઇ;
નિરમલ સો બનિ જાયગારે, પલક ન લાગહિ વાર—દેશમે. ૨.
અગમ રહા બિચ નદિ અરૂ નાલા, તારક બિનના તરાઇ;
સાગર બહે બલજોરસેં રે, દેવે તુરત બહાઇ;
અનુભવિ જો મિલ જાયગારે, સુગમ ઉતારહિ પાર—દેશમે. ૩.
ઉશી સ્થાનમેં શૂર નચંદા, તારાગન ના લહાઇ;
વાહન કોઉ ચલે નહિં ભાઇ, (સો) બિન ઘટ ઘાટ કહાઇ;
(એ) ઉલટ ચઢાવા જો ચઢેરે, દાખલ હોય નિજ દ્વાર—દેશમે. ૪.
અખંડ પ્રકાશ નહીં તમ વાંહીં, પરમાનંદ રહાઇ;
અજરામર પદ સોઇ લહે, જાકું સદ્ગુરૂકી ગમ પાઇ;
નરસિંહદાસ ભયે બિનારે, કબ હુન પાવે સાર—દેશમે. ૫.

**પદ ૧.** (રાગ પ્રભાત.)

જાગરે જાગતૂં, આતમા પદ વિશે,
મોહ નિદ્રા તણી મોજ મ્હેલી;
જગતની ઝંખના, બોળશે તૂજને,
પાડશે કાળ આ દેહ ડેલી. જાગરે. ૧.
બ્રહ્મના સ્મર્ણ વિણ, ભવ વિશે ભટકશે,
ભાળ તૂં જંતુનાં દુઃખ કહેવાં;
જો નહીં આ ઘડી, સમજશે પ્રાણિયા,
તો તુને દુઃખ છે એજ સ્હેવાં. જાગરે. ૨.
રાજ મેહેલી કરી; રાજવી કંઇ ગયા,
દેહનો રહિ નથી જાણ કોની;
દ્રવ્ય ભેગૂં કરી, અન્યને કારણે,
નદિ વિશે શૂં વહે તૂંજ મ્હોની. જાગરે. ૩.
રાયને રંક સહૂ, કાળને વશ રહયા,
દોર માયા તણો ભર્મે ઝાલી;
ચેતરે ચેત તૂં, અલ્પ જીવન ધણી,
અમર ભોમી વિશે આવ ચાલી. જાગરે. ૪.
સત્ય આચાર્ણમાં, તૂં નથી ચાલતો,
શૂભ તે તાહ્યરૂં કેમ થાશે;
ગુરૂતણી ઓથ નરસિંહ જો ઝાલશે,
સૂખ પામી હરી શાર્ણ જાશે. જાગરે. ૫.

---

**પદ ૧.** (રાગ વેળાવળ.)

ધીરજ ધરરે અધીરીઆ, જાવું છે એક દહાડે;
અગ્નિયે બાળી મૂકશે, શીદ તૂં પદ ત્રાડે. ધીરજ. ૧.

ધન મેળવવા ધાતો ફરે, નિત્ય ઝાજે ઉમંગે;
કાળ લેશે તુને તે ઘડી, નાવે કોડી સંગે. ધીરજ. ૨.
લાખ મળે ધન જો કદી, અંન શેર ખવાશે;
માખીનું મધ તો બીજા ભખે, એમ તુજને થાશે. ધીરજ. ૩.
કાળ શ્રીમંતથી નવ ડરે, જરા વ્યાધીન છોડે;
સમય આવ્યે ચૂકે નહીં, (છો) હોય ગાડી કે ઘોડે. ધીરજ. ૪.
કુટુંબ અંતે ત્હારૂં કો નથી, માત તાત કે દારા;
બંધુ આદી સહૂ ધન તણા, રખે માનતો ત્હારા. ધીરજ. ૫.
તું જાણે હું રક્ષા કરૂં, રાખે રાખણ હાર;
આદિયે તું હુતો નહીં, અંતે નથિ રેહેનાર. ધીરજ. ૬.
કાળ જાળ કુટુંબ છે, જાણિ રેહેજે વિરકત;
વૈરાગ ઉદય સુધી જાણજે, કાળ રૂપ એ જકત. ધીરજ. ૭.
વૈરાગથી જ્ઞાન ઉપજે, જ્ઞાને થાશે અબંધ;
આનંદ મય જગ ભાસશે, મીટે નરસિંહ દંદ. ધીરજ. ૮.



## પદ ૧. ચાળખા.

મૂરખમન પથ્થર શૂં મોયૂં, જાગી ઘટમાં નવ જોયૂં;
આપ તણી આદીના વિચારી, આયુષ્ય સહુ ખોયૂં;
જન્મ ધરીને જનુનીનૂં, શિદ ઉદર વગોયૂં રે. મૂરખ. ૧
દેવળ દેખી થાય હરાયૂં, અંતર નવ ધોયૂં;
અસત્યના કોઠાર ભર્યા, બીજ સત્યનૂં નવ બોયૂં રે. મૂરખ૦ ૨.
અખંડ આત્મા પદ ન ચ્હાંટયું, માયાને મોહયૂં;
ગંગા સ્વરૂપી ગઉને મૂકી, ગર્ધવને દોહયૂં રે. મૂરખ૦ ૩.
કાજળ લઇને મૂરખપર ચોળ્યૂં, ચંદન પિઠે સોહયૂં;

નરસિંહ કહે આ મૂરખ મન, તે પૂકે બહુ રોયૂંરે. મૂરખ૦ ૪.

## પદ ૨. (રાગ એજ.)

અખંડ એક આત્માને જાણો, મુરખયે શિદ પૂજે પ્હાણો;
ચૈતન્ય પુરૂષ આંગણે આવે, અર્પે ન એક દાણો;
પાષાણ કાષ્ટને ધાતુનિ પૂકે, મીથ્યા અવટાણોરે. અખંડ. ૧.
પ્રાણીઓ ઉપર રહેમ ન રાખે, મૂર્તિ જોઇ મલકાણો;
અસત્યને કાપટય તણીતો, ભરી બહૂં ખાણોરે. અખંડ ૨.
પ્રેહેલાદ આદી ભક્ત તણી, તમે રહેણી ઉર આણો;
ઇશ્વિરમય આજકત જાણ્યું, તો લીધી શુભ લ્હાણોરે.અખંડ. ૩.
જડ ચૈતન્ય સહુ હરીમય જાણી, અદ્વૈત રૂપ તાણો;
નરસિંહ તત્વ સદા સમજીને, નિરભય પદ માણોરે. અખંડ.૪.

## પદ ૧. હોરી.

કરો દૂરગુનકી હોરી, મચોરી, કરો દૂરગુનકી હોરી. ટેક.
યા જગમાંહી વિષય સુખ બૂરો, નરકું કરત હૈ ઘોરી,
દેવ રૂષી મૂની તાપસ યોગી, સબકૂં ડાર દિયોરી,
કામ રૂપનાર જરોરી, કરો દૂરગુનકી હોરી. ૧.
સત્યા સત્ય વિષય મન માની, લાભા લાભ લિયોરી,
બિન અગ્ની અગ્નીસમ તાવે, દિન દિનપેં જરાવત બોરી,
દુષ્ટ યહ ક્રોધ મરોરી, કરો દૂરગુનકી હોરી. ૨.
દ્રવ્ય વિષય સબહીંતે ભારી, પલટે કૈંક અઘોરી,
અધિક અધિક ત્રષ્ણા ઉર આને, કબહૂન શાન્ત ભયોરી,
લોભ તૂમ અબહીં ટરોરી, કરો દૂરગુનકી હોરી. ૩.

પદાર્થ પ્રીત વિષય સુખદાઈ, જગ સબ ખ્વાર કિયોરી;
નેષ્ટ તજી જન શ્રેષ્ટ ગ્રહનકીં, દિલકીં ડાર દિયોરી,
દુર યહ મોહ દહોરી, કરો દૂર્ગૂનકી હોરી. ૪.
દૂંપદ ધારિ હોઇ મદ માતા, મત્સર માન મચોરી;
આશ નિરાશ ભઈ ભય ભ્રાન્તી, નિંદા દ્વાર રચોરી,
કરો માયાકી કચોરી, કરો દૂર્ગૂનકી હોરી. ૫.
નરસિંહ આપ નહીં પર ચાહે, દ્વૈત બાદ સબ છોરી;
સ્વરૂપ રહો જનમીત હમારે, લિયો નિજ રસકી ઝોરી,
જ્ઞાન ગુલ્લાલ બટોરી, કરો દૂર્ગૂનકી હોરી. ૬.
ત્રીકમ લેઇ બલીકીં ચાંપ્યો, ગુરૂ કૃપા શિર જોરી;
નરસિંહ માર દિયે દુષ્ટોકું, અબ બેઠ જરાવે હોરી,
બ્રહ્મ અગ્ની બીચ બોરી, કરો દૂર્ગૂનકી હોરી. ૭.

---

**પદ ૧** રાગ જોગીયા આસાવરી.

ઇસતન ધનકી કોન બડાઈ—એ રાગ.

ચેત ચેતહો મન તું સવેરા, આખર કાલ હોવેગા તેરા. ટેક

કોટ દૈર તાકીં હમ ટેરા,
ગાફિલ હોઈ રહા કયૌં બ્હેરા ચેત. ૧.
તેરે તો હૈં નાહીં સ્થૂલ શરીરા,
કાહેકું લેત પરાઇ પીરા. ચેત. ૨.
તો સમ શત્રુ ઔર ન કોઇ,
જાસેં જન્મ મરન દૂખ હોઇ. ચેત. ૩.
વિષય ભોગ તો આવે રૂજાવે,
એક અખંડ તું મોહે સતાવે. ચેત ૪.
ચંચલ ચોર તું હાથ ન આવે,

ગુપ્ત રહી ક્યોં મોહેં રિઝાવે. ચેત. ૫.
જોજો ચાહ કરેગા ભાઇ,
સો સબ કાલ ગ્રસેગા આઈ. ચેત. ૬.
જો કછુ ભોગ રહેગા અખંડા,
તો તુજે કાલ કરેગા થંડા. ચેત. ૭.
સમજ પાઇકે ગ્રહો ગૂરૂ શરના,
જાન જરૂર આવેગા મરના ચેત. ૮.
કાલ કટે કરલે સુકમાઇ,
રહે ગૂરૂ શરન અભેપદ પાઇ ચેત. ૯.
ફેર ફેર .સમજાવૂં પ્યારે,
સદ્ગુરૂ બિન કો નાહીં ઉગારે. ચેત. ૧૦.
નરસિંહ રામ રટી દુખ ખોઇ,
તો, મન મીત હમારા હોઇ. ચેત. ૧૧.

---

**બાર માસ.** રાગ ગરબી.

સુણો તમે સજ્જન સહૂ શાણા,
ભજો બ્રહ્મ રંક અને રાણા,
ગુમાવો શિદ આ રૂડાં ટાણાં. સુણો તમે. ૧.
કાર્તીકે કર્મ ન નિચ કરવાં,
હૃદેમા ઊંચ ગુણો ધરવા,
કઠિણ આ ભવ સાગર તરવા. સુણો તમે. ૨.
માર્ગશિરે માન તજો મનથી,
કરો પરમારથ ધન તનથી,
પરખો મહા પદ યોગ સાધનથી. સુણો તમે. ૩.
પોશે પ્રાણગતી સાધો,

વિવૃત મન યૂકતી કરી બાંધો,
અખંડ સ્વરૂપ નિજ આરાધો. સુણો તમે. ૪.
માધે મનને સ્થિર રાખી,
સંસારિક કામ દિયો નાખી,
અમૃત રસ પ્રેમે લ્યો ચાખી. સુણો તમે. ૫.
ફાલ્ગુણે ફળિભૂત તો થાશે,
ક્રિયા સહૂ યોગની પરખાશે,
વ્યાધી સહૂ જન્મ તણો જાશે. સુણો તમે. ૬.
ચૈત્રે ચિત ચેતી રેહેવું,
કદી નવ દુર્ગૂણમાં વેહેવૂં,
જવૂં એક દિન સમજો એહેવૂં. સુણો તમે. ૭.
વૈશાખે વર્ણાશ્રમ ટાળી,
થજો તદવત નિજરૂપ ન્યાળી,
અગામિક કર્મ દિયો બાળી. સુણો તમે. ૮.
જયેષ્ટે જીવપણૂં તજિયે,
હરી જગ એક ગણી ભજિયે,
ભુષણ જ્ઞાન રૂપ શરિર સજિયે. સુણો તમે. ૯.
આષાડે આશા નવ ધરશો,
નિંદા કોની મિથ્યા નવ કરશો,
ભકતી કીધે ભવસાગર તરશો. સુણો તમે. ૧૦.
શ્રાવણે સત્ય વસ્તૂ પર્ખો,
સ્વરૂપ નિજ દેહ વિશે નર્ખો,
અમર થઇ આપે અતી હર્ખો. સુણો તમે. ૧૧.
ભાદરવે ભય ચિત નવ આણો,
મરણનૂં દૂખ નહીં જાણો,

અખંડ નિજરૂપ સદા નાણો. સુણો તમે. ૧૨.
અશ્વિને અવતરવૂં ટળશે,
તજી દેહ નિજરૂપમાં ભળશે,
સત્યે જાતાં કોઇથિ નવ ખળશે. સુણો તમે. ૧૩.
પુરૂષોતમે પૂર્ણાનંદ પામી,
વંદૂં મુજ મન મોહન સ્વામી,
નરસિંહના તો દૂખ ગયાં વામી. સુણો તમે. ૧૪.

---

**સાપ્તવાર.** રાગ ગરબી.

સદ્ગુરૂની સંગતીરે, શોધી નહીં મળે,
પ્રગટે જ્યારે પૂર્વ જન્મનાં પુન્ય જો;
ખેલડિયે વળગીરે, ગુરૂ શૂં મ્હાલિયે,
બ્રહ્મ વિચારી વળતાં રહિયે મૂન્યજો. સદ્ગુરૂ. ૧.
રવિ— કિર્ણો દેખીરે, સખી હૂં શોચતી,
ગુરૂ વિના હૂં કેહેનૂ ન્યાળૂં મૂખજો,
નામ સ્માર્ણ કરતાંરે મન માને નહીં,
પ્રગટ દરશથી હૈડે પ્રગટે સૂખજો. સદ્ગુરૂ. ૨.
ચંદ્ર— પ્રગટ વેળારે સખી મુને સાંભરે,
આરતિ કરિને કેહેને નામૂં શીશજો,
અજવાળી રાત્રેરે બેશી ઝૂમમાં,
ગુહ્ય વાર્તા કોની સંગ કરીશજો. સદ્ગુરૂ. ૩
મંગળ— મુજ થાવારે ગુરૂને શોધતી,
ચહોદિશ ન્યાળી નાખું બહૂ નિશ્વાસજો,
બાહિરને ભીતરરે ચેહેન પડે નહીં,
ત્રીવિધિ તાપ તણો છે મ્હોટો ત્રાસજો. સદ્ગુરૂ. ૪.

બુધ— મ્હારી બુડેરે આત્મ વિચારતાં,
અંતર શોચ કરૂં હૂં રૂડી પેરજો,
ભ્રાન્તીઓ આવીરે મુજને ખાળતી,
જીવપદ લાવીને કરતી કહેરજો. સદગુરૂ. ૫.
ગુરૂ— ગરવા મળતારે ભ્રાન્તી તૂટશે,
સત્ય સ્વરૂપ જાણ્યાની આપે ભાળજો,
દેવ સરવ ઇચ્છેરે ગુરૂને પામવા,
ગુરૂ સહાય ત્હેનાથી કંપે કાળજો. સદ્ગુરૂ. ૬.
શુક્ર— ગુરૂ કીધારે દૈત્યે હેતથી,
સંકટ વેળા આવી કરવા સહાયજો,
પાન્ડવ મન માન્યારે ગુરૂ શ્રી કૃષ્ણજી,
અદ્યાપી જો પુરાણે મહિમા ગાયજો. સદ્ગુરૂ. ૭.
શનિશ્ચર—આવેરે સખી મારી આંખમાં,
દેખૂં કરતાં ગુરૂ સંગ્તીની મોજજો,
ભાલો મુજ હૃદયેરે વાગે વિયોગનો,
આંસૂ ઢાળી નિરગમતી દિન રોજજો. સદ્ગુરૂ. ૮.
સદ્ગુરૂનૂં સમરણુંરે હૂં ના વીસરૂં,
તોપણ નેણાં ધીર ધરે કહો કેમજો,
નરસિંહ ગુરૂ મળવારે સૌને દોહ્યલા,
મળશે જહેને પૂર્વ જન્મનો પ્રેમજો. સદ્ગુરૂ. ૯.

---

**પદ ૧.** મંગળ. સીતાના મહિનાને રાગે.

ગુરૂ કરે સકળ સંસાર, પાર લહેતા નથી;
શું સમજી થયા છેરે સિષ્ધ, તે પૂછે ન પ્રીતથી. ૧.
કૃતિ કેવી કરે ગૂરૂ રાય, તતો નથી પેખતા;

હોય દુરગુણના ભંડાર, તોહે ન ઉવેખતા ૨.
(આ) જગતનું ધૂતીને ધંન, જુવે સહુ જોડતા;
(તોએ) ગૂરૂ જાણી કરે અર્પાણ, સદા નથી છોડતા. ૩.
ભેખ જૂવે જગ સર્વ, લક્ષ નથી જાણતા;
(ભાઇ) ગેરૂ સુતર નથીસંત, જો હોય પ્રમાણતા. ૪.
એહેવા ગુરૂને થઇ આધીન, વહે ભવમાં દુખે;
નથી નિંદા છે ઉપદેશ, માટે કહ્યું આ મુખે. ૫.
વશ્ય નવ કહાવે કોઇ જંન, જેહેને એકે વશ નથી;
તેહેનિ અજ્ઞાનતાનો નહીં પાર, કહૂં કેટલું કથી. ૬.
માને પેઢીધર ગૂરૂ બાળ, મંદિરને ગૂરૂ ગણી;
(ભાઇ) ગૂરૂ નથી છો ઈંટ, એ બુધ કોણે હણી. ૭.
મૂળ પુરૂષ ગૂરૂ થાય, જેણે ગ્રહ્યું જ્ઞાનને;
વિર્ય ગુરૂ નથી તૂજ વીર, કયાં ચાહે અજ્ઞાનને. ૮.
આ શુભ ઉપદેશ ગણાય, દ્વેશે નથી ભાખતો;
નરસિંહ ગુરૂ પ્રાણિ માત્ર, હું અન્ય નથી જાંખતો. ૯.

---

**પદ ૨.** રાગ ચાલતો.

પરમાત્મા ગુરૂ એક છે, વિશ્વ બધી તણો,
તે કહીએ સંત સ્વરૂપ, જેહેને અનુભવ ઘણો. ૧.
માયા ધંન ઇચ્છે નહીં તેહ, ધૂતીન ભેગૂં કરે;
વસ્ત્ર મળે તો ધારે અંગ, નહીં તો નગ્ન ફરે. ૨.
(જો) દિયે કોઇ ધંન અપાર, તો ખપ જોગૂં ગ્રહે;
અધિક અર્પે જો જંત, તો ના મુખથી કહે. ૩.
જેહેનો સંગ કરિયે ઘડી એક, તો દુરગુણ દુર પળે;
તાપ ત્રિવિધી ટળે તતકાળ, અગામીક કર્મ ટળે. ૪.

હોય અહોનિશ આનંદ રૂપ, કર્મ કૂટના કરે;
કરે સદા બ્રહ્મ વિચાર, અસત્ય ન આચરે. ૫.
રાગ દ્વેષ નહીં મન, શ્રષ્ટિ સહુ સમ ગણે;
આત્મ જ્ઞાન કરેરે પ્રકાશ, અજ્ઞાન તિમિર હણે. ૬.
દુર્ગુણ નવ દેખો એક, તો, ગૂરૂ સૂખે કરો;
ત્હેને અર્પો તન મન ધંન, વચન શ્રવણે ધરો. ૭.
એહેવા ગુરૂ થાપી પ્રથમ, સેવા સહુની કરો;
આત્મા છે સર્વનો એક, ન માન કોનૂં હરો. ૮.
દાન પુણ્ય કરો બહૂ પેર, તજી મન ખર્ખરો;
સમજીને સદા નરસિંહ, આ ભવસાગર તરો. ૯.

---

**પદ ૧.** સાખીનો ગરબો.

સૂર્તી મનનોરે, સંવાદ, સૂર્તી મનનો;
પ્રેમી હરીજનનોરે, સંવાદ સૂર્તી મનનો. ટેક.

સૂર્તી મન બે એકદી,
વાદ કરે શુભ રીત;
મન માયાને સ્થાપતૂં,
છે સૂર્તીનું હરિમય ચીત. સંવાદ. ૧.

(સૂ.–) હે મન મૂરખ તૂં બહૂ,
શૂં માયાને મ્હોય;
મિથ્યા–નંદ ગણે હવાં,
અન્તે તૂં બહૂ રોય સંવાદ. ૨.

(મન) સૂર્તી તુજને ગમ નથી,
માયામાં બહુ મોજ;
નવિન નવિન ઇચ્છા થકી,

સુખ અધિકું આવે રોજ. સંવાદ. ૩.

(સુ–) જેમ જેમ સુખને ઇચ્છતૂં,
તેમ તેમ આવે દૂખ;
સૂખ ઘડી દુખ માસનૂં,
તોએ ન ભાંગી ભૂખ. સંવાદ. ૪.

(મ.) માયાનૂં હૂં મૂળ છૂં,
મૂજ વડે સંસાર;
સ્ત્રી ધન સંપત સાહ્યબી,
એનો હૂં છૂં ભોગવનાર. સંવાદ. ૫.

(સૂ.) મનવા તૂં તો અપંગ છે,
તેં માન્યો આ સંસાર;
સ્ત્રી સંપત જગ સાહ્યબી,
તે તો ટળશે પળ મોઝાર. સંવાદ. ૬.

(મ.) છો ટળતાં બાઇ સર્વએ,
હૂં છું સદા અભંગ;
વળિ મેહેનતથી મેળવી,
હું કરીશ સદા એનો સંગ. સંવાદ. ૭.

(સૂ.) સંગ કરિશ તું ક્યાં સુધી,
અંતે ત્હારો નાશ;
તે મેળવતાં તૂં જશે,
(માટે) મિથ્યા શી ધરવી આશ. સંવાદ. ૮.

(મ.) માયિક પદાર્થ જેટલા,
તેપર મુજને પ્રીત;
(તેના) વિયોગથી દુખ ઉપજે,
તે મળતાં સૂખ ખચીત. સંવાદ. ૯.

(સૂ.) જે ઉપન્યું એ જાય છે,
એમ સદા વરણાય;
તો તે મેળવવા અલ્યા,
શિદ, દિનદિન દુખિયૂં થાય. સંવાદ. ૧૦

(મ.) જો હું ઇચ્છા નવ કરૂં,
તો દેહીને દુખ થાય;
હું રાજા છું દેહનો,
તો, દૂખ મનેજ ગણાય. સંવાદ. ૧૧.

(સૂ.) તુંથી કાંઇ ન નીપજે,
કરજે મંન વીચાર;
તુંને દેહ જેથી થયાં,
એ છે દુખ સુખનું દેનાર. સંવાદ. ૧૨.

(મ.) સ્વભાવ ચંચળ જાત્યરો,
ગણે મુને અસ્થીર;
ચિંતા રહે છે હૂં વિશે,
કહો કયમ કરી રાખૂં ધીર. સંવાદ. ૧૩.

(સૂ.) શાન્ત સવેળું થઇશ તો,
નિર્ભય પદ પામીશ;
નિશ્ચળતા જો રાખશે,
નિજ ધામ વિશે સ્થીર થૈશ. સંવાદ. ૧૪.

(મ.) તિર્થ કર્યાં મેં અતિઘણાં,
દાન દિધાંજ અનેક;
તોએ હૂંપદ ના ટળ્યૂં,
નહિં આવ્યો સત્ય વિવેક. સંવાદ. ૧૫.

(સૂ.) જળચર તીર્થ વિશે રહે,

વૃક્ષ કરે છે દાન;
એથી હૂંપદ ના ટળે,
(એતો) આવાગમનનૂં સ્થાન. સંવાદ. ૧૬.
(મ.) હરિજન જાણી સેવીઆ,
ભગવા કીધા વેશ;
તોએ નિજપદ ના લહ્યું,
નહિં પ્હોંચાયું નિરભય દેશ. સંવાદ. ૧૭.
(સૂ.) કાયર જન ભગવાં કરે,
સર્વે હરિજન નવ હોય;
એ પ્રપંચ પોષણ તણા,
(એણે) નિરભય થયૂં નથી કોય. સંવાદ. ૧૮.
(મ.) હે સૂરતી મેં પ્રીછીયૂં,
એ છે મિથ્યા જંજાળ;
ઉપાય કોણ સ્થિરતા તણા,
કહેને મૂજને આ કાળ. સંવાદ. ૧૯.
(સૂ.) સત્ય પુરૂષના સંગથી,
થાય સદા નિઃસંગ;
નિર્મોહ થતાં નિશ્ચળ થશે,
તેથી ઝીતીશ સત્વર જંગ. સંવાદ. ૨૦.
શિક્ષા માની સૂર્તિની,
મંન ભળ્યૂં નિજરૂપ;
નરસિંહ બે ભેળાં થતાં,
હાવે થૈને બેઠૂં ચૂપ. સંવાદ. ૨૧.

## પદ ૧. રાગ સોરઠ.

અખંડ અનાદી એક છે, અદ્વૈત બ્રહ્મ અપાર;
આદી ટાળી આતમા, આરાધો વિશ્વાધાર. ૧.
ઇશ્વર પદ ન્યારૂં નથી, ઇચ્છા રહિત વિચાર;
ઉપાધી ટળે માયા તણી, ઉગરે ભવ મોઝાર. ૨.
એક બ્રહ્મ પૂરી રહ્યો, એ વિન નહિં કો અન્ય;
ઐકય થાય જવ આપશૂં, ઐશ્વર્ય પામે ધન્ય. ૩.
ઓહું સોહું ઓવારતાં, ઓમ્ પ્રણવ દર્શાય;
ઔષધ ધ્યાન તણૂં કરે, ઔદાર્ય સ્વરૂપ સ્પર્શાય. ૪.
અંશપણૂં મીટે તદા, અંતર શુદ્ધ જવ હોય;
અઃહા પછી આનંદ શો, આહાર કરે જન કોય. ૫.
કષ્ટ સહે સહુ તન વિશે, કર્મ કરી લેપંન;
ખરેખરૂં સમજે નહીં, ખરસમ મૂરખ જંન. ૬.
ગર્વિષ્ટ વચન મુખથી વદે, ગતિ લહે નહીં સંત;
ઘણા કષ્ટ તે ભોગવે, ઘણ હેરણ પર્યંત. ૭.
ચક્ષુહીન અજાણ જે, ચહોદિશ ગોથાં ખાય;
છત જાતાં દૂખ પામશે, છટકે બહુ પસ્તાય. ૮.
જગને સત્ય ગણી સદા, જર મેળવવા ચ્હાય;
ઝલાય અંતે કાળથી, ઝટ ચેતે મન મ્હાંય. ૯.
ટાઢ સહે તડકા સહે, ટકાવે અગન ચહોદીશ;
ઠરાવ નહીં સ્થિરતા નહીં, ઠરે ન મન અહોનીશ. ૧૦.
ડર ભાંગે નહીં જ્યાં સુધી, ડહાપણ સઘળૂં ફોક;
ઢગ વાળે કૂકર્મના, ઢળે હરખ હોય શોક. ૧૧.
તરવાનો આરો નહીં, તરત મળે હો વીર;

થરથર ત્યારે ધ્રૂજશો, થશે સરોગ શરીર. ૧૨
દરદ જન્મ મરણ તણૂં, દગ્ધ થશે કોણ રીત;
ધરમ ન નિજ સંભાળિયો, ધરી ન હરી શૂં પ્રીત. ૧૩
નવ સમજ્યા નિજ રૂપને, નવધા ભક્તિ ન કામ;
પરમાત્મા પરખ્યા વિના, પહોંચાશે નહિં ધામ. ૧૪.
ફરિશ ફટક્યો માયા વિશે, ફળ ઉંચ કદિ ન ગ્રહીશ;
બળધન કામ આવે નહીં, બળી જવૂં એક દીશ. ૧૫.
ભટકણ ભાંગે જીવનૂં, ભળશે બ્રહ્મ સ્વરૂપ;
મહા માણી લાધ્યે સહી, મટશે ભવ ભ્રમ કૂપ. ૧૬.
યશ થાશે ત્રીલોકમાં, યથાસ્થિત જો સમજીશ;
રણ પરાજય તો કરી, રહિશ શરણ નિજ ઇશ. ૧૭.
લક્ષ લઇ ગુરૂ દેવનો, લક્ષણ નિચ વરજીશ;
વશ થાશે વસુધા પતી, વસ્તુ મળે ગરજીશ; ૧૮.
શાક સત્તર અઠ્ઠાણુએ, શક્તિ વદી શુભ વાણ;
ષટપર ષોડશ ચોપદાં, ષષ્ઠમ કાર્તિક વદ જાણ. ૧૯.
સર્વે દૂખ મટી જશે, સર્વાત્મ ભાવ ધરીશ;
હરખે વાંચી સમજશે, (તો) હઇડે વસશે ઇશ. ૨૦
ક્ષણિક જગત છે સર્વદા, ક્ષણભંગુર આ દેહ;
જ્ઞાતા ગર્વ ન રાખશો, જ્ઞાને થાજો વિદેહ. ૨૧.
નરસિંહ અક્ષર નવ જડયા, રહ્યા અધૂરા સાર;
સિંહ પણે રેહેશો જદા, હરખે જાશો પાર. ૨૨.



# ओम् श्री हरये सद्गुरवेनमः॥



# નરસિંહ વાણી-વિલાસ.

## અંક ૨ (બીજો).



### પદ ૧. રાગ મારૂની ચોપાઈ

તજો તજો કુસંગનો છંદ, લિયો સંત સંગ મકરંદ.
નવ ફસો વિષયને ફંદ, એ તો નથી અખંડ આનંદ. ટેક.
નવ સમજે મતિના મંદ, મુર્ખ સહે છે દુખના વૃંદ.
સંતો અમરપદને આપે, કોટી જન્મનાં દુકૃત કાપે.
(જુવો) રામચંદ્રે કીધો સત્સંગ, કહાવી ઇશ્વર જીત્યો જંગ.
કીધો સત્ય પુરૂષ સું સ્નેહ, (તો જુવો) જનક થયોરે વિદેહ.
સત્સંગ કરી સત્યે ચાલે, (તે) નિશ્ચે સત્ય સ્વરૂપમાં મ્હાલે.
નરસિંહ કુસંગને ભજશે, તેતો સૂખ સમૂળાં તજશે.

---

### પદ ૧. રાગ મેવાડો.

ગુરૂ ગૂરૂ કરતાંરે, રજની વહી ગઇરે,
ઉગ્યો જોને રઢિયાળોરે પ્રભાત,
લૂટયાનો ભય ભાંગ્યો રે, નિશીને નિવારતાંરે,
છુપ્યા ચોરો, હાવે થયા રળીયાત— ટેક. ૧.
ઘોર નિશાચેરે, વાટો વસમી ઘણીરે,
દૃશો દિશે ભાળીને કંપે કાય,
શસ્ત્રો બાંધીનેરે, ઉભા ભાસે ફાંસિયારે,
કાયર જનના થરકે પ્રાણ ગમાય. ગુરૂ ગૂરૂ. ૨.

પ્રવાશી મારા વીરારે, ઘેરે જાવું દોહ્યલું રે,
જો વેહેવા ઇચ્છો કાળી માઝમ રાત,
નિશાને નિવારોરે, સંગે લેઇ સૂરમારે,
શસ્ત્રો તાકી શત્રુને કરશો નિપાત. ગુરૂ ગૂરૂ. ૩.
આ ભવરણ ભૂમીરે, નિશી અજ્ઞાન છેરે,
પ્રવાશી સરવે પ્રાણીનો સમુદાય,
કામ ક્રોધાદિરે અવિચારે ચોર છે રે,
ઢોંગી ગુરૂઓ ફાંસિયા સમ વરણાય. ગુરૂ ગૂરૂ. ૪.
શસ્ત્રો સમ વાણીરે, સર્વ ઉપ શાસ્ત્રનીરે,
શબ્દરૂપી બાણ ભયંકર સાર,
અજ્ઞાની જન વ્હેમીરે, હૃદય રીબાવતારે,
જાણ્યા વિના નિર્ણય સાર અસાર. ગુરૂ ગૂરૂ. ૫.
સદ્‌ગુરૂ સાચા બેલીરે, સૂરા આ સંસારમાંરે,
સત શબ્દોથી હણશે દુષ્ટ વિચાર,
નરસિંહ નિશા ટાળીરે, અભયપદ આપશેરે,
સદ્‌ગુરૂ સંગે રજની કરો નિસ્તાર. ગુરૂ ગૂરૂ. ૬.

---

## પદ ૧. ગરબી.

મન અપરાધી, મિથ્યા સુખ માણીને તું શિદ ફૂલે,
મ્હા ધન પામી, અવિચારી વ્યાપારે તું ક્યાં ભૂલે. ટેક.
માયા સાગર માંહિં મત્સવત મ્હાલે,
મ્હાપદનો મારગ નવ ઝાલે,
છતે નેત્ર અંધ થૈ ક્યાં ચાલેરે, મન અપરાધી. ૧.
દિર્ઘ કાળ તણું સ્વપ્નું પામી,
જિવ સંજ્ઞા લઇ પામ્યો ખામી,

નવ જાણ્યા સર્વાંતર યામીરે, મન અપરાધી. ૨.
જગરૂપ ભ્રાન્તી ભર્મે ભમિયો,
સત્ય નિર્ણય અમૃત નવ જમિયો,
વિવૃત થૈ ભિન્ન પણે રમિયોરે મન અપરાધી. ૩.
ભય દ્વૈત પણાંનો નવ ખોયો,
વાક્ય જાળ વિશે મીથ્યા મોહ્યો,
સત્ય અનુભવ વિન નિશ્ચે રોયોરે, મન અપરાધી. ૪.
સત્સંગે તું રાચ્યો નાહીં,
કાળ કાઢયો સ્વપ્નાંતર માહીં,
અજ્ઞાન વિવૃતે રાખ્યો વાહીરે, મન અપરાધી. ૫.
નિજપદ નીર્ણય કરવા ધાશો,
જગ, જીવ, ઇશ્વર ભ્રાન્તી જાશે,
નરસિંહ નિશ્ચળ નિશ્ચય થાશેરે, મન અપરાધી. ૬.

---

## પદ ૨. રાગ એજ.

મન મોજીલા, આ જગની બાજી તેં મિથ્યા માડી.
શું સુખ લીધૂ,, ફોકટ દુખ વેઠે છે દહાડી દહાડી. ટેક.
નહીં તે, તે તેં કલ્પી જોયૂં, માયા પદ માંહી મોહ્યૂ ,
બ્રહ્માંડ તાણૂં બીયૂં બોયૂંરે, મન મોજીલા. ૧.
વધવામાં પાર નહીં એવૂં, આધિ ન્હોતું કંઇએ જેવૂં,
જ્યાં કાંઇ નહીં ત્યાં કીધૂં કેવૂંરે, મન મોજીલા. ૨.
કોઈ ચૌદ બ્રહ્માંડ ગણે આજે, એકવીશ કહે તોપણ છાજે,
(કો) અનંત કહે તોયે નાલાજેરે, મન મોજીલા. ૩.
હૂં પદ માની માહૂં કીધૂં, પંચ તત્વ ત્રિગુણ સાંધી દીધૂં,
અષ્ટપૂર શરિર આપે લીધૂરે, મન મોજીલા. ૪.

તુજ કૃત્ય ખરે અદ્ભુત ભારી, રચના દીશે ન્યારી ન્યારી,
જોતાં ભાળ નથી જડતી ત્હારી, મન મોજીલા. ૫.
કો કહે જગદીશ પ્રભૂ ભર્તા, અંજ ઉત્પત્તી શિવ સંહર્તા,
આણુજાણુ નભે આંગળી કર્તા, મન મોજીલા. ૬.
હે મન તું ખળ ભાસે સાચો, ભવ ભ્રમાણુ ખેલ તું વિન કાચો,
નરસિંહ નિરખી નિજપદ રાચો, મન મોજીલા. ૭.

---

## પદ ૨.

નહીં જાવેરે, ભાઇ, નહીં જાવે, ગુરૂ સેવાના ફળ નહીં
જાવે—એ રાગ.

કોણુ ટાળેરે, ભાઇ, કોણુ ટાળે, ગુરૂ વિના દૂખ કોણુ ટાળે,
સાધુ વિના દુખ કોણુ ટાળે. ટેક.

ચતુર્ખાણુ જીવનું ભટકણુ ભારે,
એ આવાગમનથી કોણુ ખાળે. ૧.
ત્રિવિધિ તાપ પ્રજાળે છે જીવને,
દૂખ સુખાદી ધમણુ ગાળે. ૨.
હર્ષ શોકાદિ ચિત ચિંત્વન ભારે,
મન વિકલ્પ અહોનીશ બાળે. ૩.
શંખિની એક કુટુંબ સહ પીડે,
(એ) દુગ્ધા ફેડીને હવે કોણુ પાળે. ૪.
માયાના ફંદમાં બહુ અવટાયાં,
દગ્ધ થયાં છે જકત જવાળે. ૫.
અયુક્ત પ્રેમમય આશાની આંધી,
અંતર વૃત્તી બહુ પ્રજાળે. ૬.
ત્રણુ અવસ્થા પ્હોરો ભરે છે,

વિકટ ચોકી જુવો મૂકી કાળે. ૭.
ત્રેહુાગ્નીએ તન ભસ્મવત ભાસે,
શાન્તીનાં નીર હવે કોણ ઢાળે. ૮.
નરસિંહ કાળાધિન જીવોપર,
કૃપા દ્રષ્ટે હવે કોણ ભાળે. ૯.

---

**પદ ૨.** રાહ એજ.

સેવો સેવોરે, ભાઇ, સેવો સેવો,
સદ્‌ગુરૂ સંતને શોધી સેવો,
સાચા સાધુને શોધી સેવો. ટેક.
ભર્મ કર્મનો નાશ ચહેનો.
ઉધમ સદ્ય કરો હેવો. ૧
જીવપણાંની દીનતા ટાળી,
અમર પદ લ્હાવ જો હોય લેવો. ૨.
અવિચળ પદી જે જન પામ્યા,
મહિમા જુવો જગે તેનો કેવો. ૩.
નીચ પણું સેહેજે મટી જાશે,
સાધુ સેવાથી તું થાશે તેવો. ૪.
અલખ, ખલક, બે ભિન્નતા જાશે,
ભર્મ ટળીને થશે મૂળ જેવો. ૫.
જન્મ ને મર્ણનો સંશય ટાળી,
આપે અમર ફળ મ્હોટો મેવો ૬
નરસિંહ નિષ્ફળ કહિયે ન જાશે,
સત્સંગે ભાર મિટે વ્હેવો. ૭.

**પદ ૧.** રાગ પરજ.

મનુષ્ય દેહ ધરિ શું કમાયોરે,
અમૂલખ હીરો ગૂમાયોરે. ટેક.
કુટુંબરૂપી જાળે વિંટાયો,
મન થયું તદાકાર,
હરિ સ્માર્ણમાં કદિયે ન જોયું,
ધિક પડયો અવતાર. મનુષ્ય. ૧.
અહાર મેળવવા ફરતો દીશો,
કોટિ કરે અન્યાય,
લાખ કરોડોની પેઢીઓ ચાલે,
તોએ તું ન ધરાય. મનુષ્ય. ૨.
ગર્ભ થકી જવ બ્હાર નિકળિયો,
વાણ મ્હેનતે મળ્યો અહાર,
અંન વિના એક દિવશ રહ્યો નહીં,
તોએ અધિર નીર્ધાર. મનુષ્ય. ૩.
ત્રિવિધિ તાપ સમ્યા નહીં ત્હારા।
ધીકયો રહે દિન રાત,
સંત સંગતમાં મન નથી ઠરતું,
ભાવે વિષયની વાત. મનુષ્ય. ૪.
ઈંદ્રિયોને આધીન થઈને,
ભર્યા કુકર્મ કોડાર,
પરમાર્થે તુજ ચિત્ત ન ચ્હોંટયું,
(કેમ) ઉતરશો ભવપાર. મનુષ્ય. ૫.
નાશવંત આ જક્ત વિશે તુંને,
શાથી રહે છે ઉમંગ,

નરસિંહ નિજ કલ્યાણ ચહેતો,
સદા રહે નિઃસંગ. મનુષ્ય. ૬.

---

### પદ ૧. રાગ ઝોડી.

સંત બડા સોહિ ભાઇ, જગતમે સંત બડા સોહિ ભાઇ;
સ્વાત્માનુભવ જીનકોં ભયો હે, તાકી હેં સરસાઇ,
જગતમે સંત બડા સોહિ ભાઇ. ટેક.

ભાત ભાતકે અંબર રંગે,
અંગપર તીલક લગાઇ;
કંઠમે માલ જટા શિર ધારે,
સો કછુ સંત ન કહાઇ. જગતમે. ૧.
આસન માર જંગલ બીચ બેઠે,
અન્ન તો કબહુ ન ખાઇ;
ચહોદિશ અગની કરિ બિચ રેહેવે,
(તો) સંત ગતી ના પાઇ. જગતમે. ૨.
સંસારસેં મન ભિન્ન હુવા નહીં,
દુર ન હોઇ બલાઇ;
દ્રવ્ય હરાણકોં ઢોંગ કરત હેં,
સો, હરિજન કૈસેં મનાઇ. જગતમે. ૩.
મંન કપટ સોં રચી રહા હૈં,
રામ કહત હરખાઇ;
ધંન ધૂત કે ધામ સવારે,
સો, નિશ્ચે નરકમેં જાઇ. જગતમે. ૪.
અસ્થિર મનકું જો સ્થીર કરેંગે,
શરન સંત કે આઇ;

નરસિંહ રામ કહત ગુરૂ ગમસેં,
(તો) આવાગમન મિટાઇ. જગતમેં. ૫.

---

મંગળ—સીતાના મહિનાને રાગે.

કહાવે સંત સાધૂ સુજાન, તાકે ગુણ ગાઇયે,
વાકી સેવા કીજે અનંત, ચરણ ચીત લાઇયે. ૧.
વ્રત પાલત સમજી પંચ, જંજાળ મિટાઇ હૈ,
સબસેં મન હોઈ ઉદાસ, પ્રીત પલટાઇહૈ,
જગ દેખત આનંદરૂપ, સદા સૂખદાઇહૈ,
વામે રહે સદા મશગૂલ, કબૂ ન ફસાઇહૈ. ૩.
ગ્રહ કુટુંબ પરીવાર તો, અપના ન કોઇહૈ,
અચ્યુત સતચીદ આનંદ, સો એક ન દોઇહૈ. ૪.
રખે કોઉ સોં રાગ ન દ્વેષ, સ્વરૂપ નીજ જાનકે,
હુવે લવન સિંધુ સમ અભેદ, તત્વ પહેચાન કે. ૫.
જૈસેં બેઠકે જલકે મધ્ય, કો દ્રષ્ટ પસારહી,
અપ વિન નવ દેખે ઔાર, ઉપાધી અસારહી. ૬.
તૈસેં તત્વ દર્શી કોઇ સંત, આત્મવત પેખહી,
શુદ્ધ સ્વરૂપ હુવાહૈ પ્રકાશ, માયા કૌંન દેખહી. ૭.
નિરભય ફિરે સબ ઠોર, નિરાશા સદા રહે,
સંત અહંતારે નવ હોઈ, ખલકમે સમી વહે. ૮.
મિલે કોઇ ઐસેં સંત, તો તુરત બોલાઇએ,
માયા દોરસેં હુઈ કર્મગાંઠ, સો, આપ ખોલાઇએ. ૯.
હોવે માયાકે આધીન, સો દુખ અતી પાવહી,
ડુબતા હોગા નરસિંહ, સો સબકૂં ડુબાવહી. ૧૦.

**પદ ૧.** રાગ વેળાવળ

અકળ ગતી છેરે સંતની, કોઈ વિરલારે જાણે,
સમર્થ પાર લહે નહીં, મૂઢ નર શૂં પ્રમાણે. અકળ. ૧.
મોજ કરે રહી જગ વીશે, સ્વપ્નાવત લેખે,
ભૂત ભવિષ્યં વર્તમાન એ, ત્રણ કાળ ન પેખે. અકળ. ૨.
પ્રથવી અપ તેજ વાયુ કે, અવકાશ કહાવે,
(એ) ઉપાધિથિ સંત સદા ટળે, દેહ કયાંજ રહાવે. અકળ. ૩.
(જેમ) લોહ પડે છે અગંનમાં, હોય રાતે રંગે,
ધન પડે લોઢું વધે, નહીં પાવક અંગે. અકળ. ૪.
એ દ્રષ્ટાંતે છે દેહ આત્મા, કહીયે જકત પ્રસંગ,
મોહ નીશીએ જગ સ્વપ્નછે, ટળે થાય ભ્રમભંગ. અકળ. ૫
હસ્તીને દંત દ્વીભાતના, ભિન્ન ખાવા દાખવવા,
સંતગતી પણ તેમછે, સમજી રહેવા રખવવા. અકળ. ૬.
ફતી જુવે શુદ્ધ સંતની, ગતી કોય ન જાણે,
અણજાણે નિંદા કરે, પડે અધો મુખ ખાણે. અકળ. ૭.
દ્રઢતા જોતી સંતની, જ્ઞાન સદ્ગુણ લેવા,
મુક્ત સદા નરસિંહ થવૂં, કરી સદ્ગુરૂ સેવા. અકળ. ૮.

---

**પદ ૧.** રાગ મેવાડો.

ગૂરૂપદ વંદીરે, વાણી ઓચરૂંરે,
હૂં છૂં બાળક, અબૂદ્ધ અજાણ,
અપરાધ સામુંરે, મા જોશો દયાનિધીરે,
બોલ્યૂં અબોલ્યૂં, કરજો પ્રમાણ. ગૂરૂપદ. ૧.
ભવસાગરમાંરે, ગૂરૂનાવે હૂં ચઢયોરે,
સહજમાં આવ્યો સાગર પાર,

હોડા ને હિલ્લા તોરે, મુજને નવ નડયારે,
સદ્ગુરૂ સાવધ હાંકણ હાર. ગૂરૂપદ. ૨.
વેપાર તો કીધોરે, હરીના નામનોરે,
કીધા ગૂરૂ રૂપી દલાલ,
માલ હોરાવ્યોરે, સુગમ સોંઘો કરીરે,
આ ભવમાં કીધો ન્યાલ. ગૂરૂપદ. ૩.
ગૂરૂ મહીમાનોરે, પાર હૂં કયમ લહૂરે,
થાકી સરસ્વતી થાકયા વેદ,
શીવ સનકાદિકરે, વરણી નવ શકયારે,
(એવો) ભારે ગૂરૂગુણનો ભેદ. ગૂરૂપદ. ૪.
ગોવિન્દથિ અદકારે, સદ્ગુરૂ ગૂણનિધીરે,
અધમ ઉધારણ કહાવે નામ,
તનમન અરપીરે, સેવા સદા કરૂરે,
નમિ નરસિંહ કરેછ પ્રણામ. ગૂરૂપદ. ૫.

---

**પદ ૧.** રાગ પ્રભાત.

એક તું એક તું એમ સૌકો સ્તવે,
કોણ હૂં તે નહીં કો વિચારે,
કોણ છું કયાં થકી આવિયો જગ વિશે,
જઇશ કયાં છૂટશે દેહ ત્યારે. ૧.
પ્રતિદિને જડકને જઇ કરી યાચતો,
ઇશ તું સાહ્ય થાજે સદારે,
તોય પણ દુઃખ તો લેશ ટળતૂં નથી,
મથિ નથી થાકતો તું કદારે.
કોઇ તો ઉર્દ્ધ મુખ ગગનમાં તાકતો,

ભાખતો જોડીં હું નમ્ર વાણી,
કોણ હૂં, કો કને, માગું શા હક થકી,
તે નથી જાણતો મુર્ખ પ્રાણી. ૩.
એમ કરતાં કદી લાભ જો પામિયો,
(તો) કહે હરિતણી સાહ્ય થઈરે,
કામ કથલ્યા થકી ભવિષ્યને ભાંડતો,
પૂર્વના કર્મનું નામ લૈરે. ૪.
પૂર્વનાં કર્મ જો હરી ભજે નવ ટળે,
તો કહો કોણ તે કામ કરશે,
સત્ય સમજી કદી પર્મ પદ પરખશે,
ભવ ભય ભર્મ ને તેજ હરશે. ૫.
આકના વ્રક્ષથી આમ્રફલ વેડવા,
મૂરખો જો કદી આશ ધરશે,
શ્રમ વ્રથા તેહનો, તો જઈ, જગ વિશે,
જ્ઞાન હીણો સદા તેજ ઠરશે. ૬.
જીવ ઈશ્વર અને બ્રહ્મના ભર્મમાં,
સત્ય વસ્તુ નહીં સધ જડશે,
હૂં અને તૂં પણું તજિશ નરસિંહતો,
ગુરૂ ગમે હર્ષથી પાર પડશે. ૭.

---

## પદ ૧.

બેલી મારો શબ્દ સંભાળીએ,
માહેલા અવગુણને ટાળીએ-હેજી-એ રાગ.
સત્ય સ્વરૂપને સંભારીયે,- હે: રે:
ભુડા મનવાને વારીયે-હેજી. ટેક.

મીથ્યારે સુખ આ સંસારનાં,
ક્ષણભર નવ છાજે રે,
આશાને પાશે બાંધ્યા રહે,
કાળ શિરપર ગાજેરે. સત્ય. ૧.
તપસિયો તપ સાધે ઘણા,
રાજ પદવી લેવારે,
રાજ મ્હેલીને અવટાઈ ગયા,
મોટા મઘવા જેવારે. સત્ય. ૨.
વિષય વિલાશ નહીં નીભે,
કરો કોટી ઉપાયરે,
ચૌદ ચોકડી કેરિ સાહ્યબી,
છોડી રાવણ રાયરે. સત્ય. ૩.
આ કાયા એ માયા છે કારમી,
રહી નથી રહેનારરે,
ભોક્તાને ભોગ બે નવ ટકે,
સમજો કરીને વિચારરે. સત્ય. ૪.
અસત્ય માટેરે વલખાં કરી,
તું કયાં પરવશ વરતેરે,
મ્હોટા મ્હોટા ચાલી ગયા,
એમ કરંતે કરતેરે. સત્ય. ૫.
જો તું, પ્રીત સવેળા ન છોડશે,
અંતે છોડવી પડશેરે,
હુકમ દોલતથી એ નવ ડરે,
મર્ણ આવી ગગડશેરે. સત્ય. ૬.
વ્હોરત કરતાં વિચારજે,

ના વ્હોરિશ તુજ નામેરે,
તું તો ટળિને રેહેજે વેગળો,
રખે મોહે ચ્યામદામેરે. સત્ય. ૭.
હર્ષ શોક બેહુ છાંડિને,
સાક્ષીવત રહિયેરે,
સદ્દગુરૂ કેરી મોજમાં,
નરસિંહ થઈ વહિયેરે. સત્ય. ૮.

---

શિક્ષારૂપ **પદ ૧.** રાગ ગરબી.

શ્રી સદ્દગુરૂને પ્રણામ–કરીને,
વૈખરીએ વિસ્તારૂંજી,
દુરગુણમાં વહેતી વૃત્તીને,
સત શબ્દોથી વારૂં, શિક્ષા સાધૂને. ૧.
સદ્દગુરૂને ઉપદેશે રહીને,
સત વસ્તૂ સંભારોજી,
કામ ક્રોધ ને લોભ મોહાદી,
શત્રૂ સહુને મારો, શિક્ષા સાધૂને. ૨.
આશા ત્રષ્ણા ઈર્ષા ત્યાગી,
સદ્દગુણ સરવે ધારોજી,
દુરિજનની પ્રીતી છાંડીને,
સજ્જન સંગ પધારો. શિક્ષા સાધૂને. ૩.
પેટને કાજે પાષાણ માંડી,
પાખંડો નવ કરિયેજી,
કાપટય કેરી જાળ બિછાવી,
પરધનને નવ હરિયે. શિક્ષા સાધૂને. ૪.

મનુંષ્યનૂં કલ્યાણ કરંતાં,
લોભે ધન ના લીજેજી,
શરણ થયાનું રૂડું ઇચ્છી,
બોધ ભલેરો દીજે. શિક્ષા સાધૂને. ૫.
સાધુ થઇને પ્રપંચ કરીને,
ધન સંચય નવ કીજેજી,
ભય પેંસે ને બુદ્ધી બિગડે,
માટે દૂર રહીજે. શિક્ષા સાધૂને. ૬.
સંત થઇ સત શબ્દો બોલી,
અસત્યથી ઓસરવૂંજી,
પ્રાણી પ્રદાર્થનો ઝાઝો સંગ, ને,
પ્રીતી કરંતાં ડરવૂં. શિંક્ષા સાધૂને. ૭.
પરનિંદા સંસારી કુથલી,
સાધુ થઇ નવ કરવીજી,
ઘેર ઘેર આણ તેડયે નવ જાવૂં,
આશા ન કોઇની ધરવી, શિક્ષા સાધૂને. ૮.
ભજન કરો હરિકેરૂં ભાવે,
નારી નેહ ન રાખોજી,
યુવાન અબળાને પૂઠ દીઓ,
ભાઇ સન્મુખ કદિયે ન ઝાંખો. શિક્ષા સાધૂને. ૯.
દ્રષ્ટે દ્રષ્ટ મેળવતાં સાધૂ,
નિશ્ચે દૂખિયા થાશોજી,
નારી નેત્ર શિકારી ભારી,
શરને મારે મરાશો. શિક્ષા સાધૂને. ૧૦.
નવ માનો તો પુરાતન વાતો,

હેત ધરિ ચિત આણોજી,
મઘવા કહિયે સુરનો રાજા,
અહલ્યા જોઇ લોભાણો. શિક્ષા સાધૂને. ૧૧.
મહા રૂષીજી પરાશર જેવા,
બ્રહ્માભ્યાશી પૂરાજી,
તે પણ મચ્છગંધાશું છળાયા,
કેમ બચે કો અધૂરા, શિક્ષા સાધૂને. ૧૨.
શુક્ર પ્રતાપી તે પણ ત્હેવા,
દૈત્ય ગુરૂ વરણાયાજી,
અપ્સરા દેખી મોહ કરંતાં,
અનેક જન્મ તણાયા. શિક્ષા સાધૂને. ૧૩.
એ વિન અનેક દ્રષ્ટાંતો છે,
કહેતાં પાર ન આવેજી,
જે જન નીજ કલ્યાણ ચહેતે,
માને જો મન ભાવે. શિક્ષા સાધૂને. ૧૪.
એક અખંડિત જગમાં વરણે,
તે ઉપદેશ લેવૂંજી,
સ્વરૂપ તણો તો અનુભવ થાતાં,
નિર્ભય થઇને વહેવૂં. શિક્ષા સાધૂને. ૧૫.
નિ:સંકલ્પ થવું નિ:શંશય,
સુરતા શબ્દ સમાવીજી,
અન્યોન્ય વિયોગે જો સમિ જાશે,
દેશે જરૂર ભમાવી. શિક્ષા સાધૂને. ૧૬.
વાત કરંતાં અર્થ ન સીજે,
પુર્ષારથથી થાશેજી,

કાયરજન અધવચ આથડશે,
અંતે ડુબકાં ખાશે. શિક્ષા સાધૂને. ૧૭.
મહાનૂ સંત તણી રેહેણી તે,
અજ્ઞાને નવ ગ્રેહેશોજી,
વણ અધિકારે, બેહદ જાતાં,
દુખના ભારા વેહેશો, શિક્ષા સાધૂને. ૧૮.
શિક્ષાને વળી અનુભવ ભેળો,
સમજે તે રસ લેહેશેજી,
આપ વડાઇ ગણી ગર્વિષ્ટો,
ભવ ભ્રમણ દુખ સેહેશે. શિક્ષા સાધૂને. ૧૯.
ઝાઝું શું કહિએ વિવેકિ જનને,
અલ્પે અતી સમ માનોજી,
નરસિંહ સર્જન રૂડું ગણશે,
દુખ માને નાદાનો. શિક્ષા સાધૂને. ૨૦.

---

**પદ ૧.** રિગતા—અથવા પ્રભાતમાં પણ ગવાશે.
નામહે નામહે કયા બકે બાલકા,।
શ્રષ્ટિ નહીં તો કહાં નામ હોતા;
નામ રૂપ ગૂન ઔર બર્નકી આદ હૈ,
જૂઠમૈ ફિરિ ક્યૌં ચિત્ત પ્રોતા;
અનામ અખંડજો એક અનહદહે,
નામ એ બસ્ત કહો કોન ગોતા;
આપકા મૂલ પહેચાન બિન સબ લવે,
નિંદમેં બકત હેં મૂર્ખ સોતા;
શ્રષ્ટિકી આદ બિચારકે, પરખ લે,

પંથ યા માર્ગ વ્હાં કોઇ નહોતા;
દ્રવ્ય કે હેત સબ શ્રુતિ નિરૂપિયા,
સમજ બિન ક્યોં ફરે મુઢ રોતા;
મુક્તકા ભેદ તું સમજ લે તુર્ત,
અવિનાશ નહીં નામ અરૂરૂપ દેહા;
કહે નરસિંહ કુફરાનકું છોડકે,
અખંડ પરિબ્રહ્મસેં બાંધ નેહા.

---

## પદ ૨. રીગતો.

સત્યનો નામ કોઇ, હૈ નહીં ખલ્કમેં,
નામકા નાશ તુમ જાન લેના;
વિષયસેં બાહ્ય, સો વસ્તુકા નામ નહીં,
દ્રશ્ય સબ બસ્તકા નામ દેના;
સત્યકી જાનબિન, ભૂલમે સબ પડે,
સમજ બિન બોલતે મૂખ બેના.
આપકું ખોજ નહીં, ઔર કેહેની લગે,
અકલ હિન ઢોરકું ક્યાઇ કહેના;
નામ બસ્તૂ ભયા મૂલકૂં ના લહ્યા,
જાલ બીછાયકે કરત ખેના;
દ્રવ્યકી હાન, ઔર નાહિં કલ્યાન,
એ ઢિમરકી છાંયસેં દૂર રહેના;
પરિબ્રહ્મસો નામ નહિં, જાન નિશ્ચે કરો,
સત્ય પહેંચાનકે પાર જાના;
કહે નરસિંહ કોઈ પંથમે મત ધસો,
તત્વ બિચારકેં આપ પાના.

## પદ ૩.

ભર્મમે મત પડો, જ્ઞાન ગુંજે લડો,
સચ્ચિદાનંદસોં પ્રીત જોડો;
શ્રષ્ટિકી આદ નહીં, નામ કહાંથા સહી,
આપ બિચાર કે કુફર છોડો;
મત્ત ઔર પંથકા, ફેલકું છાંડ દો,
કપટકા કોટકું તુર્ત તોડો;
ગગન ઘર બેઠ, નિશાન નિર્ભે કરો,
પંચ બલ જોરકા શીર ફોડો;
પાંચ પચીશકા, ભાગ ઔર ત્યાગકી,
લક્ષણાસેં અમર હોઇ દોડો;
પક્ષકા બાદકી, અહંતા દૂર કર,
અદલકી સ્હેજપેં જાઇ પ્હોડો;
સત્ય સ્વરૂપકા, ભેદકું પરખ લે,
ભર્મસેં ભિન્ન અબ હોઈ રહેના;
કહે નરસિંહ, ઉપદેશહે શૂરકું,
ગમાર ગાફિલકું ક્યાઇ કહેના.

---

## પદ ૪.

જહાનકી આદસેં, હર્ફ પૈદા હુવે,
અવલ તો શબ્દ કછુ નાહિં જાનો;
શબ્દ અતીત સો, નામ કૈસેં કહો,
સમજકે બચનકું સત્ય માનો.
માયિક બસ્ત પૈદા ભઈ જકત જબ,
પહેચાનકે કાજ સબ ઠાઠ ઠાનો;

નામ અનાદ ઔર સત્ય કૈસે કહો,
પેટ પ્રપંચ જૂઠો ચલાનો.
વકુફ ગુમાય, બે વકુફ ક્યૌં હો રહે,
સત્ય કહેવે ચઢે ક્યોંહી તાનો;
અહંકારકા તોરકું, શીલ સમશેર લેં,
કાટ સબ છોડ દેના તોફાનો.
એક અખંડ પરિબ્રહ્મ અન-હદહે,
જો ધનીસેં સબી ખલ્ક હોઇ;
કહે નરસિંહ એ નામકા નાશ હેં,
એક અવિનાશ હે બ્રહ્મ સોઇ.

---

**પદ ૧.** રાગ—નહીં જાવેરે, ભાઇ નહીં જાવે.

કોણ આપેરે ભાઇ કોણ આપે,
ગુરૂ વિના એ સૂખ કોણ આપે,
સાચા સાધુ વિના એ સૂખ કોણ આપે. ટેક.
વિકટ પ્રવાસ મિટે મૂજ સત્વર,
વિરહ તણાં દુખ કોણ કાપે. ગુરૂ. ૧.
કોણ જન દ્રવ્ય હરણને ઇચ્છે,
વ્યાઘ્ર અજાપર જેમ ટાંપે. ગુરૂ. ૨.
સંગ મળે એહેવા જનનો,
એતો, પુર્વ જન્મ કેરે પાપે. ગુરૂ. ૩.
ભર્મે પડ્યા જનને ભરમાવે,
ઉદર ભરણને જપ જાપે. ગુરૂ. ૪.
અનભય દેશ નહીં પ્હોંચાશે,
(તો) નાશ થશે રીપુને ચાંપે. ગુરૂ. ૫.

પુનરોદ્ભવ કદિયે નવ પામે,
એવી અટળ છાપ હવે કોણ છાપે. ગુરૂ. ૬.
વિક્ષેપ મળ કોણ દૂર કરે,
જેવો, નિરમળ ભાસ દીસે ખાપે. ગુરૂ. ૭.
ભવભય ભર્મ દિયે સહુ ટાળી,
અવિનાશ પદ હવે કોણ થાપે. ગુરૂ. ૮.
તે નરસિંહ સ્વરૂપ દરશાવે, જે,
અનુભવિ મહાનિધી જળ માપે. ગુરૂ. ૯.

---

**પદ ૧.** રાગ કાફી.

સાચા સંતને પૂછૂંરે, સમજ આ દેહ તણી,
મ્હારીતો બુધ ના પ્હોંચેરે, સુક્ષમ વાત ગૂહ્ય ઘણી. ટેક.
પંચ ભૂત કહો શાથી ઉપજ્યાં,
જેહેનો આ સહુ વિસ્તાર,
પંચ વિષય ત્હેના કોણ કોણ કહિયે,
તે બતાવો સંક્ષેપે સાર,
સમજીને હું આનંદૂંરે,
(જો) કૃપા હોય આપતણી. સાચા સંતને. ૧.
આ દશ ઇંદ્રિયો કહો શાથી ઉપજી,
ત્હેનાં કર્મ શું ને કોણ દેવ,
તે કયા ભૂતનો વિભાગજ કહિયે,
તે બતાવોને તતક્ષેવ,
મેહેર દરશાવોરે,
મુને અજ્ઞાન ગણી. સાચા સંતને. ૨.
ચાર અંતઃકર્ણની ઉત્પત્તી ક્યાંથી,

કહિયે તેનાં કોણ નામ,
કોણ દેવ એના અધિષ્ઠાતા,
(ને) શું શું કરે એ કામ,
તે પ્રીતથી વિસ્તારોરે,
જોઈછું રંક ભણી. સાચા સંતને. ૩.
પંચ પ્રાણની ઉત્પત્તી સાથી.
કોણ સ્થાનક તેનો વાસ,
કોણ કર્મ તે આચરે બેઠા,
ત્હેનાં કામ કરોરે પ્રકાશ,
સમજીને સુખ પામુંરે,
જાણું જે તમે ચિંતામણી. સાચા સંતને. ૪.
ત્રિવિધિ તાપ તે કહોને કહિયે,
તે શાથી થયારે ઉત્પંન,
વિસ્તાર કરી એ સહુ સમજાવો,
તો હર્ષ પામેરે મુજ મંન,
નરસિંહ ત્યારે જાણુંરે,
શામર્થ છો આપ ધણી. સાચા સંતને. ૫.

---

**પદ ૨.** રાગ ચાલતો.

ગુરૂ તો ગુણના સાગરરે, પ્રશ્ન કરૂં પ્રીત આણી,
ગુણ હીન છું સમજાવોરે, ગણીને પામર પ્રાણી. ટેક.
આ એક દેહ આપણે દેખિયે છૈયે,
ને જ્ઞાનીઓ કહે દેહ ચાર,
તો ત્રણ બીજા કોણ સ્થાને રહે છે,
તેનાં નામ કહો નિરધાર,

સંશય મ્હારો ભાંગેરે,
એ ભેદ સઘળો જાણી. ગુરૂતો. ૧.
ચાર વાણી કહો ક્યાંથી ઉત્પતે,
તેનાં શાં કહિયે નામ,
ચાર અવસ્થા કેમ કરી જાણું,
કોણ કહિયે ત્હેનાં ધામ,
ભોક્તા ત્હેના કોણ કહિયેરે,
એ, કહો અગમ્ય વાણી. ગુરૂતો. ૨.
પંચ કોશનાં નામ બતાવી,
ત્હેના ગુણનાં કરોને વખાણ,
એક એકના ધર્મ કહી સંભળાવો,
જેમ હૂં સમજૂં નિરવાણ,
સ્વરૂપ મુજ જાણુંરે,
એવી તો આપો એંધાણી. ગુરૂતો. ૩.
એ સઘળી માયાની ઉપાધી,
કેમ મિટે ગુરૂ રાય.
જ્ઞાન હ્રૃદયમાં ક્યારે ટકશે,
શુદ્ધ હ્રૃદય કેમ થાય,
નિજ પદ પામી ક્યારેરે,
અમર થાશે પ્રાણી. ગુરૂતો. ૪.
આશા પૂર્ણ કરો ગુરૂ સ્વામી,
અધમ ઉદ્ધારણ નાથ,
આ ભવશાગરમાં બુડતો તારો,
ગ્રહીને મ્હારો હાથ,
નરસિંહ નિજ જાણીરે,

શરણ રાખો તાણી.                    ગુરૂતો. ૫.

---

**પદ ૩.** રાગ ચાલતો.

દેશિયો મ્હારા આવોરે, અગમ દેશ વસનારા,
અનુભવ તો બતાવોરે, જ્ઞાન ગૂંજ કસનારા.          ટેક.
મર્ણ સમે આ તનમાંથી,
શી વસ્તુ કહો ક્યાં જાય,
પુન્ય પાપ તે શી રિતે ભોગવે,
ને, શિ શિ ગતીરે પુઠે થાય,
મુક્તિ તો ક્યારે પામેરે,
કરમ નીચ કરનારા.          દેશિયો. ૧.
જીવ શિવમાં અંતર શું તે,
વિસ્તારી કહો સાક્ષાત,
જક્ત કેમ કરી પેદા થયું,
ને, કોણજ એહેનો તાત,
હરીને ક્યાં શોધેરે,
આ, ભવજળ તરનારા.          દેશિયો. ૨.
સ્વરૂપની ભૂલ થઈ કહો શાથી,
જીવપણૂં આવ્યૂં કેમ,
કરમ ક્યારે ઉદય થયુરે,
શાથી પડીઓ વ્હેમ,
આવ્રણ શાંશાં નડિયાંરે,
કરોને ત્હેના વર્તારા.          દેશિયો. ૩.
દુખ આવે કોણ શોક કરે છે,
રૂવે કુટે ને વદે હાય,

આધિ વ્યાધિનાં દુ:ખ કોને નડે છે,
સુખમાં કોણ હરખાય,
ઘટમાંથી કોણ બોલેરે,
વચન નરસાં સારાં. દશિયો. ૪.
અખંડ આનંદ તે કેમ કરિ ઉપજે,
ને મુક્તિ તણું કોણ દ્વાર,
દયા કરી સમજાવોરે સ્વામી,
કર્મથી ઉતરૂં પાર,
નરસિંહના સ્વામી પામૂરે,
ચરાચર વસનારા. દશિયો. ૫.

---

**પદ ૧.** ગરબી.

સદ્ગુરૂસોં કર યારી, જગતમેં સદ્ગુરૂસોં કર યારી,
દુરગુનસેં દે ટારી, જગતમે સદ્ગુરૂસોં કર યારી. ટેક.
અન્ય પદાર્થ સબેં દુખદાઇ,
સર્જન દેખો બિચારી,
પ્રીત કરી પીછેં પસ્તાના,
ચેતત ક્યોં ન અગારી. જગતમે. ૧.
રાજ કરંતે અનંતહૂ દેખે,
કૈંક હુવે કારભારી,
રાજ અરૂરાય ગયે સબ વ્હેતે,
કબ તક રહે શિરદારી. જગતમેં ૨.
જક્ત ગિર્યાહેં કાલકે મુખમે,
દેખો નયન પસારી,
જો તનકા અભિમાન ધરતહો,

સો જલકે હોય છારી. જગતમે. ૩.
ધન યૌવન અધિકાર મિલે તબ,
કોહુના રખિયો ખુમારી,
અહંપન છાંડી રહો સત્સંગે,
જય હોવેગી તુમારી. જગતમે. ૪.
અહંમમ ગ્રંથી છુટે જબ તનકી,
સો સુખકી બલેહારી,
ઓરનકું કયા જાન પરે,
સુમુજે કો અધિકારી. જગતમે. ૫.
બિન સદ્‌ગુરૂ કોહુ પાર ન પાવે,
લાખ મચેજો અનારી,
નરસિંહ તાપ ત્રિવિધપી લેવે,
સો ઈશ્વર અવતારી. જગતમે. ૬.

---

## પદ ૧. ગરબો.

ધન્ય સદ્‌ગુરૂ રાયારે, હુંપર મ્હેર દર્શાવો,
તાપ ત્રિવિધ સમાવીરે, આનંદ ઓઘ વરસાવો. ટેક,
ભર્મ સહુ ભાંગોરે, અલખ મુને ઓળખાવો,
ત્વંતતપદ ટાળીરે, અસીપદ પર્ખાવો. ધન્ય. ૧.
ધ્યેય ધ્યાતાને ધ્યાનજરે, ત્રિપુટી તો એ કહિયે,
જ્ઞેય જ્ઞાન ને જ્ઞાતારે, કહો કેમ કરી લહિયે. ધન્ય. ૨.
દ્રશ્ય દર્શન દ્રષ્ટારે વિધીથી સમજાવો,
અજહદને જહદરે, જહદા જહદ ગાવો. ધન્ય. ૩.
પ્રમાણ પ્રમેય પ્રમાતારે, દેય દાન ને દાતા,
યુકતીઓ છે ન્યારીરે, ગુણિજન સહુ ગાતા. ધન્ય. ૪.

રજ તમને સત્વજરે, ત્રિપુટી એ ગૂણ તણી,
એ વિન તો બહુ છેરે, તે, કેમ શકાય ગણી. ધન્ય. ૫.
એતો સમજાવોરે, સ્વરૂપ છે કોણ મ્હારૂં,
ગુરૂ વચન સુધા સમરે, કે હૂં હૃદયે ધારૂં. ધન્ય. ૬.
પાપી થાઉં પાવનરે, ગ્રહો કર ગુરૂ મ્હારો,
ગણિ નરસિંહ હજુરીરે, સદા કરમે ધારો. ધન્ય. ૮.

---

## પદ. ૧.

સમજી કે લાદ લદનીઆં, ભુલે મન સમજી કે લાદ લદનીઆં.
એ રાગ.

ચેતકે ચીત લગાના, જગતમે—
ચેતકે ચીત લગાના. ટેક.
આયેથે જબતો ધન નહીં હોતા,
જાતાં કછૂં ન લે જાના. જગતમે. ૧.
જાવેરે ધન તબ શોક ન કરના,
આયેસેં નહીં હરખાના. જગતમે. ૨.
હરખ શોક કછૂ તન બિચ ઉપને, ।
તો ભલા નિર્ધન કહાના. જગતમે. ૩.
મિથ્યારે ચિતકોં જો ધનબિચ ડારે,
તો ભવ ભ્રમણકોં આના. જગતમે. ૪.
દારા સૂત, સંગ આવે ન જાવે,
ફાકટ બિચ ભરમાના. જગતમે. ૫.
ખબર નહિં કોંન જાયગે પહિલે,
તો કાહેકોં મન ફસાના. જગતમે. ૬.
માત પિતા આદિ સબ, એહીબિધ,

કોઇમેં ન ચીત અટકાના. જગતમે. ૭.
સંગ કિયે ચીત વાબિચ રેહેવે,
તો, સદા નિઃસંગ રહાના. જગતમે. ૮.
નાશવંત જગ સુખ સબ કહાવે,
વાકોં કબુ ન ચહાના. જગતમે. ૯.
ચિત્ત સ્વરૂપ લય લિન હોવે જબ,
ફિરહો નરસિંહ મસ્તાના. જગતમે. ૧૦.

---

## પદ ૧.

નહી જાવેરે ભાઇ નહીં જાવે, ગુરૂ સેવાના ફળ નહી જાવે.
એ રાગ.

નહીં આવેરે ભાઇ નહીં આવે,
ચેત્યા વિના સૂખ નહીં આવે;
ચેત્યા નહીં એતો ભવમાં બૂડયા,
ક્યાંથી પાકે જો નહીં ખેડે વાવે. ચેત્યા. ૧.
જેજે ચેત્યા તે પાર ઉતરિયા,
ચેત્યા વિના બૂડયા છતે નાવે. ચેત્યા. ૨.
હિરણ્ય કસિપૂ કદિયે ન ચેત્યો,
હરખ્યો નહીં હરી જશ ગાવે. ચેત્યો. ૩.
રાવણ સરખો મદમાં ડૂલ્યો,
ઇંદ્રી વિષય કેરે ભાવે. ચેત્યા. ૪.
કૈરવ કંસાદિ દૂષ્ટ દળાયા,
જે સુખ ઇચ્છી પરને તાવે. ચેત્યા. ૫.
સમજીને સદ્ગુણ ઉર નવ આણે,
તેને સુખ મીટીને દુઃખ આવે. ચેત્યા. ૬.

સમજીને અંતર જે નર સમિયા,
જન્મ સફળ તેનો કહાવે. ચેત્યા. ૭.
નરસિંહ નીજ રૂપ નિરમળ જાણે,
તો જન્મ મર્ણનું દુઃખ નાવે. ચેત્યા. ૮.

---

**પદ ૧.** ગરબી.

સુણ મનસૂબા, અધરમ રાજ ન ટકશે ઝાઝૂં ત્હારૂં,
તેં શિદ દીધૂં, દૂષ્ટ તણેકર વસમૂં આ કારભારૂં. ટેક.
તૂં મનુષ્ય દેહિ નગરી પામ્યો,
દેવ લોક સુધી જેનો જશ જામ્યો,
તોએ કૂસંગ ત્હારો નવ વામ્યોરે. સુણ મનસૂબા. ૧.
જોને કામ ઘણોરે અન્યાય કરે,
પર સ્રી સંગનો અભિલાષ ધરે,
દ્રષ્ટી દ્વારે તૂં જઈ ત્યાંજ ઠરે. સુણ મનસૂબા. ૨.
(ભાઇ) ક્રોધ કુડાં કૃત્ય કર્નારો,
પાપી અહંપણું એ ધર્નારો,
નહીં સારો સુખ તુંજ હરનારો. સુણ મનસૂબા. ૩.
(ભાઇ) લોભ અધરમી છે ભારી,
તેણે દ્રવ્ય હર્ણ ઇચ્છા ધારી,
તેથી લાજ ગુમાવી તેં ત્હારી, સુણ મનસૂબા. ૪.
શત્રૂ મોહને તેં શરણે લીધો,
વિષયા રસ પાતાં નવ બીધો,
તોયે પાપીનો સંગ તેં કીધોરે, સુણ મનસૂબા. ૫.
મદ મત્સર ને ઇર્ષા નારી,
ત્રષ્ણા શંખિની ત્હારી પ્યારી,

(જેણે) નર્ક કુંડ તણી ખોલી બારીરે, સુણ મનસૂબા. ૬.
નવ જાઇશ સંગ એ દુષ્ટ તણે,
સદ્ગુરૂ નરસિંહ સદાય ભણે,
દુઃખ વામીશ તું અવિનાશ પણેરે. સુણ મનસૂબા. ૭.

---

**પદ ૧.** રાગ બેહાગ.

પ્રીતહિ દૂખ કહાવે,
(યા) જગમે પ્રીતહી દૂખ કહાવે,
પ્રીત બિના દુખ દૂજો નાહીં,
માયા મસ્તી મચાવે.— જગમે. ટેક.
સુખ ચાહક જન પ્રીત બઢાવે,
આપહિ દુઃખ બિજ બોવે;
સુખ હૈ બીજક દુખ ફળ દાતા,
ફિર પછતાઇ કયૌં રોવે, જગમે. ૧.
સુખકી ચાહસો હૈં જડ દુખકી,
દુખ બિન સુખ ના સુહાવે;
પ્રીત રહે અરૂ પદાર્થ જાવે,
સોહી અખંડ સતાવે, જગતમે. ૨.
દ્રશ્ય પદાર્થ અચલ કોઉ નાહીં,
સમજ બીન પ્રિત દ્રઢાવે;
દ્રશ્ય નહીંવા દ્રષ્ટા નાહીં,
કહો કીસ બીધ સૂખ પાવે. જગતમે. ૩.
મૈં મેરા યહ બંધન જબ લૌં.
તબ લૌં પ્રીત રહાવે;
અહંમમ ગ્રંથિ છુટી જબ તનકી,

ફિર ના પ્રીત રિખાવે. જગતમે. ૪.
પ્રીત જગતસેં કબહૂ ન કીજે,
બિન પ્રીતી દુખ નાવે;
કરીઓ પ્રીત નૃસિંહ સ્વરૂપસોં,
સો કબહુ નાહિં જાવે. જગતમે. ૫.

---

## પદ ૧. રાગ ગજલ.

કરે કહો કોન ચતુરાઈ,
ખલક સબ કાલને ખાઇ; ટેક.
ત્રિગુણ કહે ઇશ્વર જગરાઇ,
ગયે સો કાલ કર ભાઇ. કરે. ૧.
સુરા સુર પદવી જીન પાઈ,
ગયે સબ કાલકે તાંઇ. કરે. ૨.
રૂષી મુની લેકર મહતાઇ,
કાલકે શરન હુવે જાઈ. કરે. ૩.
ગયે દેખો તપસી અરૂ યોગી,
બચે નહીં રાજ કે ભોગી. કરે. ૪.
અહંપદ જીનકે ઉર આઇ,
ગયે સબ કોઉ રહે નાહીં. કરે. ૫.
બચે નાહિં પેગંબર પીરા,
ગયે દેખો શૂરવિર ધીરા. કરે. ૬.
ગયે ઇશુ અરૂ નવ અવતારા,
જાઇગે અવર હોનહારા. કરે. ૭.
હુવાસો કબહુ નહીં ઠેરા,
ગયાસો ફેરફેર ફેરા. કરે. ૮.

જીને પદ નિરવાણી પાયા,
કબુ જન સો ન ગયા આયા. કરે. ૯.
કલ્પના કરતા નર જોઈ,
લહે સબ કલ્પિત પદ સોઇ. કરે. ૧૦.
હુવા નાહિં નરસિંહ મન માના,
કહો કહાં આઇ કે જાના. કરે. ૧૧.

---

**પદ ૧.** રાગ ગરબી.

મુર્ખ મનવા શિખામણ માનનેરે,
માનને માનને માનરે. મુર્ખ. ટેક.
વિષય સુખમાં તું શીદ વહી જાય છેરે,
જેનો ક્ષણે ક્ષણે થાય છે નાશ. મુર્ખ. ૧.
ભોગ ભોગવીને સુખ નવ માનતોરે;
પુઠે વિયોગ દૂખ કેરો ત્રાસ. મુર્ખ. ૨.
રિદ્ધી સિદ્ધી સદા નથી છાજતીરે;
ભોગે ભોકતા કયાં ભાંગે અવાસ. મુર્ખ. ૩.
જે જે વસ્તુને મોહ કરી જાંખશોરે;
તે તે જાશે કે કાઢે તારી કાસ. મુર્ખ. ૪.
વિના યોગે પદાર્થો નહીં મળેરે;
કરી સંકલ્પ શીદ ધરે દૂખ. મુર્ખ. ૫.
તલ પીતલ પીને શીદ તું મુઝાય છેરે;
વસ્તુ મળે એમાં માનિ લેને સૂખ. મુર્ખ. ૬.
વિત્યો કાળ તોએ શાન નાવિ તૂજનેરે;
ત્યારે હારીને ધરી રહું મુન્ય. મુર્ખ. ૭.
અલ્યા શરણ્ગ્રહે નરસિંહનુંરે;

વળતાં વૃત્તિયો થઇ જાશે શુન્ય. મુર્ખ. ૮.

---

**પદ ૨.** રાગ ગરબી.

સાધુ સંગતીમાં સૂખ સહુ સાંપડેરે,
સાંપડે, સાંપડે, સાંપડેરે,
સાધુ સંગતીમાં સૂખ સહુ સાંપડે. ટેક.
અધી દૈવ અધી ભૂતને મિટાવશેરે,
ટાળે ત્રીજો અધ્યાતમ તાપ. સાધુ. ૧.
વર્ણ આશ્રમની ભૂલ સહુ ભાંગશેરે,
કાળ સન્મુખ ચઢાવશે ચાંપ. સાધુ. ૨.
આશા ત્રષ્ણાનાં મૂળ સંત કાપશેરે,
નિર્ભ્રાંત કરી દિયે અટળ છાપ. સાધુ. ૩.
કામ ક્રોધ શોક મોહ ભય ટાળશેરે,
બાળી છાર કરે ત્રીવિધિ તાપ. સાધુ. ૪.
જીવ ઇશ્વરની ભ્રાન્તી સમાવશેરે,
સુદ્ધ સ્વરૂપ જણાવશે આપ. સાધુ. ૫.
વાચક ધ્યાન મનોમયને દ્રઢાવશેરે,
વળી ઉપાસુ અને સુન્ય જાપ. સાધુ. ૬.
લોભી લાલચી ગુરૂને નવ સેવિયેરે,
એથી દુખ આવે છે અમાપ. સાધુ. ૭.
અલ્યા નરસિંહ સેવી સુખ લીજીએરે,
જેનો જગમાંહી યશ છે અથાપ. સાધુ. ૮.

---

**પદ ૧.** રાગ કેદારો.

એ તો અવિનાશીરે નિરવાણ,

આત્મા જાણ્યોરે;
હવે, નિર્ભય થયું છેરે મંન,
અદ્વૈત પરમાણ્યો. ટેક.
વૃક્ષ ધરે જેમ પત્ર ફળાદી,
પુષ્પ નાના વીધી ભાતરે;
ખરંતાં વળી નવિન ધારે,
(પણ) વક્ષ રહે નિજ જાત. આત્મા. ૧.
(જેમ) સર્પ કંચુકી ગ્રહે છે નૌતમ,
તે જીર્ણ થવે તો ઉતારેરે;
(તેમજ) વ્યોમ વિશે અભ્ર થૈને વિલાય,
(પણ) અવકાશ ફેર ન કયારેરે. આત્મા. ૨.
(જેમ) અઢાર ભાર વનસ્પતિ કહાવે,
ઉપજે ખપે ભૂમાંહેરે;
બીજક ફેર ન હોએ કયારે,
ફળ રસ વિધવિધ થાય. આત્મા. ૩.
મૃત્તિકા પાત્ર બને બહુ વિધીના,
કાળે હોએ નાશરે;
આદી અંત પૃથ્વીપર ત્હેનો,
ભાસે એક પ્રકાશ. આત્મા. ૪.
(તેમ) આત્મા એક અખંડ અચળ છે,
(વળી) અકળરૂપ અનંતરે;
પંચ ભૂતાત્મક દેહ ઉપાધી,
ઉપજે ખપેરે અત્યંત. આત્મા. ૫.
ઉભય કાષ્ટને યોગે મથે તો,
પ્રગટે અગ્ની જ્વાળરે;

પરિણામે કાષ્ટ અગ્ની ટળતાં,
અનાદિ રૂપને ભાળ. આત્મા. ૬.
દેહ સંયોગે બુદ્ધી વીચારે,
આત્મ બ્રહ્મ અનાદરે;
વિચારતાં નરસિંહ બુધ બૂડે,
(ત્યારે) ટળે વાદ વિવાદ. આત્મા. ૭.



**પદ** ૧. રાગ હલારી.

સંત સંગતમે હાલિયે,—હેઃરેઃ
નિજ અવગુણ નિત્ય નિહાળીએ.–હેજી. ટેક.
કાયક ક્લેશ નિવારીને,
રહિયે સાધુને શર્ણેરે;
સહજમે સંત ઉધારશે,
શાસ્ત્ર સર્વ એ વર્ણેરે. સંત. ૧.
જેમ પાઉસ વરશે ભુમી પરે,
છાંડી રાગ વિરાગરે;
જવાશો પાણી પી નવ શકે,
ખીલે સઘળો એ બાગરે. સંત. ૨.
નભ માંહીં અર્ક તપે ઘણો,
દીએ સૌને પ્રકાશરે;
અંધને કામ આવે નહીં,
ઘૂડ પેસે અવાસરે. સંત. ૩.
(એવું) મૂઢપણું હોય આપણું,
દઇએ ગુરૂને દોષરે;
(તો) લાભ ગમાવી દુખી થૈએ,

રહે નિશ દીન રોષરે. સંત. ૪.
નાવીક રહે જળ માર્ગમે,
દીએ પાર ઉતારીરે;
જાત ભાત તે નવ જુવે,
એમ સદ્‌ગુરૂ ધારીરે. સંત. ૫.
ગુરૂ ગુણ અવગુણ નવ જુવે,
સદા રહે છે ઉદારરે;
મન ક્રમ વચને શરણ જવું,
બીજો નહીંરે વિચારરે. સંત. ૬.
અન્ય પુરૂષાર્થ છાંડીને,
શ્રદ્ધા યુક્તજ રહિયેરે;
ઉપદેશી વચન ન છાંડીએ,
ગુરૂ હરિ સમ લહિયેરે. સંત. ૭.
જીવપણું એ નિવારશે,
કરશે શિવ તદાકારરે;
નરસિંહ નિરભયતા થઇ,
વરતે જય જયકારરે. સંત. ૮.

---

**પદ ૧.** રાગ પ્રભાત.

આતમા રૂપ કહો કેમ કરી વરણિયે,
અકથ એ વસ્તુનો ભેદ ભાઇ;
મિષ્ટ કટુ સ્વાદ તે મુની નવ કહી શકે,
પ્રસન્ન થાએ સદા આપ ખાઇ. ટેક.
છે—એક કે બે કહો, એકને બે નહીં,
તે નહીં હું નહીં તૂં ન કોઇ;

સુન્ય કે સ્થૂળ છે, સુન્યને સ્થૂળ નહીં,
આપમે આપ છે આપ સોઈ. આતમા. ૧.
મૂળ કે ડાળ એ, ડાળને મુળ નહીં,
એક સર્વાંગ આપેજ જાણો;
જીવકે બ્રહ્મ એ, જીવને બ્રહ્મ નહીં,
ઉભયતા ટાળીને આપ નાણો. આતમા. ૨.
છે કશું કે નહીં, છે કંઇ છે નહીં,
એક કહે તો વળી, દ્વૈત ભાસે;
આદિ કહે તો વળી, અંત આવે તહાં,
આદિને અંત નહીં મધ્ય પાસે. આતમા. ૩.
જે કહે તે નહીં, તોય પણ છે સહી,
જેહવો અનુભવિ ઊર તેહેવો;
નરસિંહ ગતિ ગુહ્ય તે, સમજવી કઠિણ છે,
સદ્ગુરૂ સેવિને પાર લેવો. આતમા. ૪.

---

**પદ ૧.** રાગ પ્રભાત.

આતમા તત્વ તો સર્વકો આચરે,
જાણવા હર્ખ છે મંનમાંરે;
વાત કીધે કહો, અર્થ તે શો સરે,
અનુભવે સૂખ હોય તંનમાંરે. આતમા. ૫.
કોઈ તો નાભિની મધ્યમાં દાખવે,
હૃદયમાં કોઇ છે એમ ભાખે;
કંઠમાં કો કહે, નાશિકા અગ્રમાં,
કોઇ તો ભ્રકુટિની મધ્ય ઝાંખે. આતમા.૧.
કોઈ બ્રહ્માંડમાં, બ્રહ્મને ભાળવે,

શાખ દઈને કહે વાત સાચી;
જ્યાં લગી જાણુમાં, આવિયૂં છે નહીં,
ત્યાં લગી વાત એ સર્વ કાચી. આતમા. ૨.
બ્રહ્મ છે બ્રહ્મ છે, એમ સહુકો કહે,
ચક્ર માયા તણે, જોઉં રહડતા;
જગતની ઝૂમમાં, અવગુણો હોરિને,
અધ મુખે સ્ત્રી તણી કૂખ પડતા. આતમા. ૩.
સદ્ગુરૂ શોધિને, મંનને રોધિને,
બુદ્ધિને બોળવા, ગંમ લાવો;
નૃસિંહ ગુરૂની ગમે, હૂંપણૂં ટાળીને,
અચળ અમ્મર આપેજ થાઓ. આતમા. ૪.

---

## પદ ૧. રાગ .રૂમોણી.

સાધૂ સૈન્ય કરો સબ ભેરા,
દુશ્મને, આઈકેં ઘડ એહિ ઘેરા. ટેક.
સૈનપતી હૈં મનવા મેરા,
રણ ભૂમિ બીચ કિયા જીને ડેરા. સાધૂ.
કામ ક્રોધ તિનકે સરદારા,
લોભ મોહો મદ ન્યારા ન્યારા. સાધૂ.
અભિમાન મત્સર ડંકા કરનારા,
એ વીને જોધ તો દેખા હજારા. સાધૂ.
આશા ત્રષ્ણા ઈર્ષા બલ ભારી,
ડાકન શાકન ધાઇ શિહારી. સાધૂ.
(એ) શત્રુ દલકોં કૈસેં નિવારી,
સાજ સજીકેં કરો તૈયારી. સાધૂ.

સાધુ પુરૂષને કિયા હોકારા,
ક્ષમા ખડ્ગસેં ક્રોધકૌં મારા. સાધૂ.
તોષ સંતોષ તિતિક્ષાકી ધારા,
કામ લોભ અરૂ મોહ સંઘારા. સાધૂ.
આર્જવ દોર નિવૃતસેં પસારા,
જોરાવર મનકૌં બાંધકે ડારા. સાધૂ.
અદ્વૈત જ્ઞાનાંકુશ લગાઇ,
આશા ત્રષ્ણા શાકિનિકૌં ભગાઇ. સાધૂ.
અનુભવ કવચ અખંડ ચડાઇ,
મારકેં રન સબ દલકૌં હટાઇ. સાધૂં.
સાવધ શૂર સો ગજપર બૈઠે,
નિર્ભય હોકેં નગરમેં પૈઠે. સાધૂ.
નૃસિંહ આર્ય ગુરૂ રાજકૌં ભેટે,
અવિચળ સ્હેજપેં સો નર લેટે. સાધૂ.

---

**પદ ૧.** રાગ હલારી.

(ભાઇ) ગર્વ ન કીજે, દહીનો–હેજી,
જેનો નાશ પલકમાં થાય;
બૂદ બુદો જેવો જળ તણો હેજી,
(જેમ) વાયૂથી તૃણ ઉડી જાય. ગર્વ ન કીજે. ૨.
જાતિ અભિમાન ન રાખશો–હેજી,
વર્ણ ખાળે છે આત્મ વિચાર;
આશ્રમ ચાર, એ ભર્મ છે–હેજી,
જેહનો સ્હેજ થશે નિર્ધાર. ગર્વ ન કીજે. ૨.
કો બ્રાહ્મણને પૂછે મીતથી–હેજી,

કોણ વસ્તુ બ્રાહ્મણ કહેવાય;
નખથી શિખા સુધી શોધિયે—હેજી,
ખોળતાં તો ખોવાઇ જાય. ગર્વ ન કીજે. ૩.
એમ ચાર વરણ કહેવા માત્ર છે—હેજી,
વસ્તુ જોતાં કાંઇ ના જણાય;
પંચ ભૂત તણાં સૌનાં ગાત્ર છે—હેજી,
મિથ્યા અભિમાનેરે તણાય. ગર્વ ન કીજે. ૪.
પુરૂષનું સત્વ તો વીર્ય છે—હેજી,
સ્રીનું સત્વ તો કહિયે રૂધીર;
(તે) સંયોગે ગર્ભ ઉદ્દ થયો—હેજી,
મળ પિન્ડ તે એહ શરીર. ગર્વ ન કીજે. ૫.
મળમૂત્ર ભર્યૂં આ શરીર છે—હેજી,
માંહે રક્ત તણા કોઠાર;
અસ્તિ માંસ નસા જાળ છે—હેજી,
જેનો નીચ વસ્તૂથિ વિસ્તાર. ગર્વ ન કીજે. ૬.
(ભાઇ) ભર્મથી કર્મ ઉદ્દ થયાં—હેજી,
ચાર વર્ણ ને આશ્રમ ચાર;
સંસ્કાર થયા તેના જૂજવા—હેજી,
પણ આદિયે એકાકાર. ગર્વ ન કીજે. ૭.
આત્માને વર્ણાશ્રમ નથી—હેજી,
છે સ્વરૂપ સર્વનૂં એક;
નથી વર્ણ જુદી વીર્ય રેતની—હેજી,
તો મિથ્યા શી ધરવી ટેક. ગર્વ ન કીજે. ૮.
આ ઉપદેશ અદ્વૈત જ્ઞાનનો—હેજી,
આત્મ સમજ્યા પૂઠે મનાય;

અણસમજે કોઇ ચાલશે—હેજી,
તે વટલાઇ વંઠી જાય. ગર્વ ન કીજે. ૯.
અજ્ઞાન વડે જે કો તોડશે—હેજી,
વર્ણાશ્રમ જક્ત વિચાર;
ગુરૂ વચને નરસિંહ ભણે—હેજી,
જાશે નિશ્ચે નર્ક મોઝાર.

---

## પદ ૧. રાગ કેદારો.

મુને અધિક પિડચોતોરે કામ, પીયૂને મળવાને,
માહારે હૈડે ના રહેતી ધીર, વ્હાલો વરવાને. ટેક.
અગમ દેશો મ્હારો વ્હીવા વાધ્યો,
સંત સંગે કહાવી કેહેણુરે,
લગ્ન દિવસ જ્યારે ઢુંકડોરે આવ્યો,
વાગી દ્વારે અનહદ વેણ. પીયૂને મળવાને. ૧.
આકાશ માહેરે મેહેરમ પધાર્યા,
(ત્યાંતો) ભણાય અજપા જાપરે,
હાથેવાળોરે અનૂભવ શૂં કીધો,
(ત્યારે) ઓળખીઆ મેં આપ. પીયૂને મળવાને. ૨.
અવિનાશી મ્હારા પિઉનેરે જાણ્યો,
હું, પામી અખંડ સૌભાગ્યરે,
હોંશ તો સર્વે અંતરમાં સમાવી,
આવ્યો કાંઇ રૂડેરો લાગ. પીયૂને મળવાને. ૩.
ગૃહ કુટુંબની શાન્તીરે કીધી,
દુરગુણ અવિદ્યા હોમાયાંરે,
કર્મ દોરડાં તો હાથેરે છોડયાં,

હરિજશ ગીત ગવાયાંરે. પીયૂને મળવાને. ૪.
લગ્ન અંતેરે સહૂ વળાવીને વળિયાં,
સુખ દુખ મંડપ છોડયારે,
નરસિંહ સદ્‌ગુરૂ જેહેનેરે મળિયા,
વિયોગ શોકને ત્રોડયારે. પીયૂને મળવાને. ૫.

---

**પદ ૧.** રાગ કરાઇ.

સાવધ ભોમિયા રાખો પ્રવાશીરે,
વિકટ ભૂમિકા આ ભાસેરે;
ઠગ ભોમિયાનો સંગ જે કોઈ કરશે,
ત્હેની વિલે માઠી થાશેરે. સાવધ. ૧.
કપટિ વેષ ભોમિયાના લઇનેરે,
ઢોંગિ ભટકતા ધૂતી જાશેરે;
સંગત પ્હેલી પરીક્ષા કરજો,
ભૂલશો નહીં મૂખ મીઠાશેરે. સાવધ. ૨.
ડાહ્યા ચતૂર અંધવચ લૂટાણારે,
(તે) ઘર ભૂલી રાણમાં વાસેરે;
ઘેર ન પ્હોંચે ને ધંન ગુમાવે,
સમજ વિણ તે ભટકાશેરે. સાવધ. ૩.
સાચાની સંગે અભયપદ લેશોરે,
સૂધે માર્ગ ઘર પ્હોંચાશેરે;
નૃસિંહ પ્રવાશિ જે ભૂલમાં ભમશો,
વીત ગુમાવી ખતા ખાશેરે. સાવધ. ૪.

**પદ ૨.** રાગ એજ.

ખલક જોઇને થાકિ ગઇ છૂંરે,
જોતાં પાર ન કાંઇ પામીરે;
પિયુને વિયોગે હળવી પડી ગઇ,
ક્યાં શોધૂં હૂં અગમ ગામીરે. ખલક. ૧.
વાટ મ્હેલીને ઉવાટે ચાલીરે,
ઘરે ઘર જોયાં ખોળીરે;
પંથીઓને જોઈ હરખે પૂછૂં,
ભમી ભોળવાઇ હૂં ભોળીરે. ખલક. ૨.
ભોમિયા જાણીને મિતડિ બતાવીરે,
પિયુને મળવા હૂં ઇચ્છૂંરે;
ગામ ઠામ ને નામ ન જાણૂં,
જાત ભાત કાંઇ નવ પ્રીછૂંરે ખલક. ૩.
ઘેલિ જાણીને ભૂલમાં નાખીરે,
ઢોંગી ભોમિયે ધન હરિયૂંરે;
પીયૂનો પત્તો ક્યાંહુ ન લાધો,
મન ભટકતૂં નવ ઠરિયૂંરે. ખલક. ૪.
થાકિ હારીને નિજ ઘર શોધ્યૂં રે,
સ્હેજે દીઠા નિજ સ્વામીરે;
ગુરૂ મ્હેરે નરસિંહનો વ્હાલો,
ભેટયા પૂઠે ન રહી ખામીરે. ખલક. ૫.

---

**પદ ૧.** પંદર તીથી—ગરબી.

હરીજન હર્ખ ધરી મનમાં,
સુણો દ્રઢ ભક્તી ગ્રહી તનમાં,

સમજી રહો ઘરકે વસો વનમાં. હરીજન. ૧.
કહું મૂજ વીતી સર્વ કહાણી,
તીથી સંગે ઉપદેશ સમ વાણી,
હું પદ નથી પર્માર્થે જાણી. હરીજન. ૨.
પડવે પ્રાણજીવન શોધ્યા,
પાંચે વાયુને સમ રોધ્યા,
પાંચે ગૂણ સંગે ગોધ્યા, હરીજન. ૩.
બીજે બહુ જૂકતી કીધી,
સ્વરોદય જ્ઞાન તણી સીધી,
સૂર્તીને ગગન વિશે લીધી. હરીજન. ૪.
ત્રીજે તત્વ ગઇ જોઇ,
છે દિનચંદ્ર તણો સોઇ,
વૃત્તી ગુરૂ ઉપદેશે પ્રોઇ. હરીજન. ૫.
ચોથે ચાર દેહી ન્યાળી,
અવસ્થા ચાર દીધી ટાળી,
ચલનૂ ચંદ્ર સૂર્ય તણૂં ખાળી. હરીજન. ૬.
પાંચેંદ્ર પંચ વિષય વામ્યા,
કોશાત્મા ધ્યાનમાં વિશ્રામ્યા.
સ્વરૂપ નિજ જોવાને જામ્યા. હરીજન. ૭.
છઠે ષટ ચક્ર વિશે ટાંપ્યા,
સહસ્ર એકવીસ છસેં જાપ્યા,
હૃદય સ્થિત મળ સઘળા કાપ્યા. હરીજન. ૮.
સાતમે સપ્ત દ્વીપ જોયા,
ભુમીકા સપ્તે સંશય ખોયા,
કિલ્મિષ સહુ જન્મતણાં ધોયાં. હરીજન. ૯.

આઠમે અષ્ટાંગને જોવા,
ઇચ્છા થઇ ભર્મ સહૂ ખોવા,
કરી ક્રિયા મન હરીમાં પ્રોવા. હરીજન. ૧૦.
નવમીએ નવ નાડી નર્ખી,
વાયૂ નવે નાડ તણા પર્ખી,
સુષુમ્નામાં ધ્યાન ધર્યૂં હર્ખી. હરીજન. ૧૧.
દશમીએ દ્વાર દશે ધારી,
સાંખ્યની યૂક્તી કરી સારી,
ચમત્કૃતી જોઇ અતી ન્યારી. હરીજન. ૧૨.
એકાદશિયે ઇન્દ્રિય જિત રહિને,
ભજ્યો બ્રહ્મ નિશ્ચળ ચિત થઇને,
અમર થાવા અદ્વૈત લક્ષ લઇને. હરીજન. ૧૩.
દ્વાદશિયે દ્વાર રૂંધી સર્વે,
હઠે મન નિષ્ફળ થઇ ફર્વે,
ઠરે લક્ષ એકાગ્ર ચિત કર્વે. હરીજન. ૧૪.
ત્રયોદશી ત્રિગુણ નહીં ભાવે,
ગુણાતીત લક્ષ હૃદય આવે,
બુડે બુધ અધિક ન ત્યાં ફાવે. હરીજન. ૧૫.
ચતુર્દશિયે ચહોદિશ બ્રહ્મ ભાળી,
વૃત્તીઓનો વેગ સહૂ ટાળી,
મગન રહું અખંડ સ્વરૂપ ન્યાળી. હરીજન. ૧૬.
પુર્ણિમાયે પૂર્ણ બ્રહ્મ જાણ્યો,
વાક્યનો વેગ અધિક તાણ્યો,
ગુરૂ મ્હેરે નિર્ભય ઘર માણ્યો. હરીજન. ૧૭.
ગામ નિજામ પુરા કહાવે,

વડોદરા કાંપ નજિક આવે,
રચ્યું પદ હરિજનને ભાવે. હરીજન. ૧૮.
અમારો આપપણું મેટી,
ગળ્યું મન મોહનને ભેટી,
ટળ્યો નરસિંહ ગુરૂપદ લેટી. હરીજન. ૧૯.

**પદ ૧.** રાગ હોરી.

બ્રહ્મ રસ કૈસેં પાયો, મન ભાયોરે,
બ્રહ્મ રસ કૈસેં પાયો;
સંત સંગતમેં અખંડ ચલ્યોરી,
જગમે મૂઢ કહાયો,
ગુરૂકે ચરનમેં પ્રીતી લગાકેં,
શબ્દ હ્રદય ઠહરાયો,
મન કછુ નહીં પલટાયો,
બ્રહ્મ રસ ઐસેં પાયો. મુજ મન ભાયોરે. ૧.
ગૃહ કુટુંબકી ચહાના તજીરે,
મન માયાસેં છુડાયો,
ઔર કીસીકા કહા નહીં માના,
કિયો અપને મન ભાયો,
ગ્યાન તબ ઘટમેં આયો,
બ્રહ્મ રસ ઐસેં પાયો. મુજ મન ભાયોરે. ૨.
ખાન પાન રસના રસ છાંડયો,
ઈંદ્રી વિષય કીં દબાયો,
વૃત્તી વેગ સબ સુક્ષમ કીનો,
હરિ રસ બહુત પિલાયો,

પ્રેમ કીં સધ જગાયો,
બ્રહ્મ રસ ઐસેં પાયો. મુજ મન ભાયોરે. ૩.
દૂખ સૂખ સબ સહન કિયોરી,
હર્ષરૂ શોક સમાયો,
ભાવ અભાવ કછૂ નાહિં જાન્યો,
સમતાસેં ઉર છાયો,
ભર્મ કીં દૂર ભગાયો,
બ્રહ્મ રસ ઐસેં પાયો. મુજ મન ભાયોરે. ૪.
સુર્ત પિયામેં લીન ભઇરે,
આનંદ મેહે બર્સાયો,
નરસિંહ મન મોહનસેં મિલ્યો,
તબ અખંડ પદ દર્શાયો,
હર્ખસેં હરી જશ ગાયો,
બ્રહ્મ રસ ઐસેં પાયો. મુજ મન ભાયોરે. ૫.

**પદ ૨.** હોરી.

પીયા નાહીં સજની મોરી, આઇ હોરી,
પીયા નાહીં સજની મોરી,
બસંત રૂત અબ આઇ બિલાસી,
દુખ ન જાય કહ્યોરી,
પિયા નહીં મેં કૈસેં રહુંગી,
મેં હું બાલ કિસોરી,
ખેલું કિનસોં હોરી. પીયા નાહીં. ૧.
મેં નાહીં જાનું પિયા સંગ કૈસો,
બાત સુની હેં બહોરી,

અબ મન મેરો ભયોહૈં હરામી,
બહોત કરત બરજોરી,
બિરહ ના જાય સહ્યોરી, પીયા નાહીં. ૨.
ખાન પાન કછુ ભોગ ન ભાવે,
નૈનમેં નીર બહ્યોરી,
ઐસો નહીં કો પિયા કૌં મિલાવે,
મન મેરો ભ્રમિત ભયોરી,
રંગ સબ તનકો ગયોરી પીયા નાહી. ૩.
જો જો મિલે સો ઢોંગિ નિકસે,
પૈસા છિનાય લિયોરી,
સુખ કહાંસેં મિલે બિન પ્રીતમ.
જુઠ દિલાસ દિયોરી,
મિલાપ ન કબહુ કિયોરી. પીયા નાહીં. ૪.
ઐસે બહુત દિન બીત ગયે,
મેરો જોબન જાત ચલ્યોરી,
પિયા બિના હૈં સબ સુખ ફીકો,
અંતર મેરો જલ્યોરી,
અખંડ સુખ નાહીં મિલ્યોરી, પીયા નાહીં. ૫.
ધિ:ક ધિ:ક સખી વા ઘટકૌં,
ન જ્ઞાન શૃંગાર ધર્યોરી,
હરિ રસતો રસના નાહિ ચાખ્યો,
જન્મ સુફળ ના કર્યોરી,
જોબન જનુનીકો હર્યોરી, પીયા નાહીં. ૬.
જો સુખ ચાહત ભઇ મેં દિવાની,
સો સુખ નાહીં લહ્યોરી,

નરસિંહ મન મોહન સોં મીલ્યો તબ,
સંયોગ સૂખ અહ્યોરી,
દૂખ સબ મેગે દહ્યોરી, પીયા નાહીં. ૭.

---

**પદ ૧.** રાગ કલ્યાણ.

માન કરોને પયાન, અગમકું,
માન કરોને પયાન. ટેક.
જો ગફલતમેં તુંહી રહેગો,
કાલ ગ્રહેગો આન. અગમકુ. ૧.
તત્વ ગતી અબ ભાસત નિર્બલ,
જરૂર હોવેગા જાન. અગમકુ. ૨.
દેહ નિષેધક સૂર ચલત હે,
આઇ તોરી અવસાન. અગમકુ. ૩.
જઠરામંદ ઇન્દ્રિ ભઈ શિથિલ,
શ્વાસા ચલત નિદાન. અગમકું. ૪.
નાગ કર્કલા કુર્મ ધનંજય,
દેવદત્ત મિલતાન. અગમકુ. ૫.
અપાન વ્યાન ઉદાન જમાના,
વા બિચ મિલત સમાન. અગમકુ. ૬.
તુમ સબ મિલકે ઉર્ધ્વ તકાના,
સત્વર હોગા ફેસાન. અગમકુ. ૬.
નરસિંહ ચાહે કુશલ એહી ધોકા,
કરે ગગનમે સ્થાન. અગમકુ. ૭.

# નરસિંહ વાણી-વિલાસ.

## અંક ૩ (ત્રીજો).

## દોહારા.

પંચીકૃત આ દેહમાં, જન્મ મર્ણનો ત્રાસ;
તેથી ઊગરવા ચહે (તો), વાંચે વાણિ—વિલાસ. ૧.
અનુભવની ઇચ્છા ધરી, જો પદ ચાહે નિરાશ;
અંતરમાં સમજી સદા, વાંચો વાણિ વિલાસ. ૨.

---

**પદ. ૧.** રાગ કલ્યાણ.

ક્યોંરે બિસારે મેરે પ્યારે, સજનકોં,
ક્યોંરે બિસારે મેરે પ્યારે. ટેક.
સજન વિયોગે અતિ મુરકાતા,
સંયોગસેં સુખ ધારે. સજનકોં. ૧.
પ્રીત પરખકે આયે ઉલટસેં,
સુખદાતા જુ તિહારે. સજનકોં. ૨.
પ્રેમાધીન હોઇ તુજ ઘર આયે,
મંદીર કિયે ઉજીયારે. સજનકોં. ૩.
ખાનપાન સુખ બ્હોત દિયા, અબ,
સો સજન તો સિધારે. સજનકોં. ૪.
અબ તું ધોખા નાહીં ધરત ક્યોં,
શરમ નહીં મુખ કારે. સજનકોં. ૫.
હે મન મૂરખ તૂંહી બડા હેં,
તોકું કહું અબ ક્યારે, સજનકોં. ૬.

સુરત સજનકી કબહૂ ન ભુલું,
અંતર મેરા દહારે,
સુરત તોકું સત્ય બચન કહારે. ટેક. ૭.
ભિતર ધૂવા બાહારના નિકસત,
ઓર કીસીકું કયાં ઉચારે. સુરત. ૮.
પ્રભૂ મેહેર તેં આનંદ મંગળ,
મેરે ઉરમે રહારે. સુરત. ૯.
નરસિંહ સજન ગયેતેં દુઃખ ભારી,
મોસેં ન જાત સહારે. સુરત. ૧૦.

---

**પદ ૧.** રાગ ગરબી.

જાણે હરિને એ હરી સાચા,
વદે એમ વેદ વિશે વાચા. ટેક.
રહે હરી રંગે સદા રાચ્યા,
તેને નવ જાણે એ કાચા. જાણે. ૧.
નથી એને પુન્ય પાપ અડતું,
નથી જેને આવાગમન નડતું. જાણે. ૨.
તજે એવું એકે નથી જડતું,
દ્વૈત પણું મેલ્યું છે પડતું. જાણે. ૩.
એક રસ બ્રહ્મ સદા ભાસે,
રેહેતા નથી અન્ય તણી આશે. જાણે. ૪.
ઉપાધી એક નહીં પાસે,
કહો એને કાળથી શું થાશે. જાણે. ૫.
માન અપમાન નહીં જેને,
કહો જગ શું કરશે તેને. જાણે. ૬.

ભિન્ન નહીં ભાસે એ કેને,
સજન એને ઓળખજો એને. જાણે. ૭.
ઉત્પત્તી સ્થિતી લય એ જાણે,
ત્રીધાથી ન્યારો એ માણે. જાણે. ૮.
ભેદ નવ દીન રજની નાણો,
પ્રકાશિત એકજ પરમાણો. જાણે. ૯.
ત્રિગુણ જેનાં ઉર વિશે સમિયા,
અમર ફળ પ્રીતેથી જમિયા. જાણે. ૧૦.
ચિદ ઘન નિજરૂપે રમિયા,
નરસિંહ મન મોહન ગમિયા. જાણે. ૧૧.

---

**પદ ૧.** રાગ એજ.

પોલામાં ક્યાંહાં સુધી પળવૂં,
સખી હાવે જોઇએ છે વળવૂં. ટેક.
નથી મુજ મન હાવે ચળવૂં,
માટેરે જઇ મુળ વિશે ગળવૂં. પોલામાં. ૧.
ભુલી હું તો અન્ય પણું કળવૂં,
ત્યારે કહોને શ્રમ કરી મળવૂં. પોલામાં. ૨.
જઇને હાવે કહો શામાં જળવૂં,
નથી જ્યાં કોય તણું ટળવૂં. પોલામાં. ૩.
સખી મારે કોઇથી નથી ખળવૂં,
હવે તો આપેં જઈ ઢળવૂં. પોલામાં. ૪.
ભુલી હું તો મિથ્યા રઝળવૂં,
નિશ્ચે જોઇએ હુંપદને બળવૂં. પોલામાં. ૫.
હૂં-તૂં-તે નૂ થાએ ભળવૂં,

પછી નથી કાંઈ રહયૂં રળવૂં. પોલામાં. ૬.
નરસિંહ મોહનનૂં હળવૂં,
જેથી મિટે દળાવૂં દળવૂં. પોલામાં. ૭.

## ચોપાઈ.

ઘણા પંથમાં મેં ન્યાળિયૂં, પંથ પતીનું વચન પાળિયૂ;
દિન ખોયા પણ જ્ઞાન ન થયૂં, અજ્ઞાન તિમિર કેમેનવગયૂં.૧.
દ્રવ્ય ગુમાવી મન રહાટિયૂં, (જેમ) અંધ મૂખ શ્વાને ચાટિયૂં,
ઢોંગી પંથીનું કપટજ કળ્યૂં, નરસિંહ હેત હૃદયથી ટળ્યૂં.૨.

## સોરઠો.

અંધારે અથડાય, દ્રષ્ટ વિના જેમ આંધળૂં;
ખાડ પડયા ખરડાય, છો હોય શૂરા સાધવિ. ૧.

## ચોપાઈ.

અજ્ઞાનીને શાની ગમ,
ગુરૂ માને જો હોય અધંમ;
વિશ્વાસે સહુ ચાલ્યૂં જાય,
જાણે કલ્યાણ આપણું થાય. ૧.
(પણ) ચોર તણી જે કરશે સાહ્ય,
(તે) પકડાયે બહુ મારજ ખાય;
ભુલો મારગ શું દેખાડશે,
નરસિંહ વિપત્તિમાં પાડશે. ૨.
મૂરખ વિચાર મંન ન કરે,
ડોકે પ્હાણ લઇ ક્યમ તરે;

કલ્યાણ થયું તેં ક્યમ જાણીયું,
ધન સાટે ગરધવ તાણીયું. ૩
દુખ સુખમાં તું રહે છે બળ્યો,
(જેમ) સ્વપ્ને ભુત દેખીને છળ્યો;
જક્ત જાળ સત માની કળ્યો,
દુષ્ટ ગુણ નર્સિંહના ટળ્યો. ૪.
મિથ્યા મૂરખ ફૂલે મંન,
ઢોંગીને અરપીને ધંન;
તું જાણે ગુરૂ સેવા કરૂં,
(તો) સ્હેજે આ ભવ-સાગર તરૂં. ૫.
જ્યમ કો બેસે ભાંગી નાવ,
પાર જવાનો રાખે ભાવ;
વિચાર વિન જો સુખ ધારશે,
(તો) ઝીતિ બાજિ નરસિંહ હારશે. ૬.

## સ્ફુટ વિષય કુંડળિયા.

માયા નવ થઇ કોયની, તું ક્યમ ભૂલે મૂઢ
કાળે તે નવ છેડિયા, (જે) થાતા ગજ આરૂઢ;
થાતા ગજ આરૂઢ, દુષ્ટ કૌરવ દુર્યોધન,
રાજ્ય તણે કારણે, ગુમાવ્યાં છે તન ધન મન;
ખોયૂં રાજ્ય કુટુંબ, રણે રગદોળઇ કાયા,
તું ક્યમ ભૂલે મૂઢ, કોયની નવ થઇ માયા ॥ ૧ ॥
માયાને ભજતા ઘણા, ગયા કાળને હાથ,
સુત દારા કે ધન કદી, ગયૂં સુણ્યું નહીં સાથ;
ગયૂં સુણ્યું નહીં સાથ, નથી આશા જવાની,

મિથ્યા ભટકી મરે, ગરજ તો છે ખાવાની;
શરિર નથી રે'નાર, પૂછ કોઇક ડાહ્યાને,
ગયા કાળને હાથ, ઘણા ભજતા માયાને ॥ ॥ ૨ ॥
ભક્તી કરવી કઠિણ છે, કહેવામાં તો સ્હેલ,
જૂઝ જઇને રણ વિશે, મોજ ઘણેરી મ્હેલ;
મોજ ઘણેરી મ્હેલ, છેલપણ છોડી મનનૂં,
શૂરાની તો પ્હેલ, કુશળ નવ ચાહે તનનૂં;
ગર્વ તજી નરસિંહ, નમ્રતા ચિતમાં ધરવી,
કહેવામાં તો સ્હેલ, કઠિણ છે ભક્તી કરવી ॥ ૩ ॥
જેણે ભક્તી દ્રઢ કરી, પામ્યા તે ફળ શ્રેષ્ટ,
બાકીના બહુ રાજવી, ગણાય છે સહુ નેષ્ટ;
ગણાય છે સહુ નેષ્ટ, હિર્ણકશિપુ સમ પાપી,
તારિ લિધો પ્રેલ્હાદ, અમરપદ હરિયે આપી;
પ્રાણ જતાં નરસિંહ, રામ નવ છોડયા તેણે,
પામ્યા તે ફળ શ્રેષ્ટ, કરી દ્રઢ ભક્તી જેણે ॥ ૪ ॥
મુક્તિ નહીં નિરગુણ વિના, સગૂણથી ભવ ફેર,
સમજ્યે બેહૂ એક છે, અણ સમજે અંધેર;
અણ સમજે અંધેર, પરસ્પર ઝેરજ રાખે,
મિથ્યા વઢતા મરે, સત્ય રસ કોય ન ચાખે;
ખાય ખતા નરસિંહ, સમજ વિણ કરતા જુક્તી,
સગૂણથી ભવ ફેર, વિના નિરગુણ નહિ મુક્તી ॥ ૫ ॥
સગૂણ ભક્તી જે કરે, પદાર્થનો લે લાભ,
ભવ ભ્રમણતા નવ ટળે, જો જઇ બેસે આભ;
જો જઈ બેશે આભ, કર્મ બંધન નવ ત્રૂટે,
બ્રહ્મા, વિષ્ણૂ, શીવ, થકી ભવ ફેર ન છૂટે;

ત્રિગુણ સદા નરસિંહ, બ્રહ્મની કહાવે શક્તી,
પદાર્થનો લે લાભ, કરે જે સગુણ ભક્તી ॥ ૬ ॥
જ્ઞાની જુવે ન દેહને, પોતે બ્રહ્મ સ્વરૂપ,
માઇક કર્મ કરે સદા, ઇંદ્રી જેહ અનૂપ;
ઇંદ્રી જેહ અનૂપ, રૂપનૂં કારજ સારે,
શુભા શુભથી ટળી, સદા તે મનને મારે;
ગગન ગર્ક તે રહે, જક્તને વિલાસ માની,
પોતે બ્રહ્મ સ્વરૂપ, દેહને જુવે ન જ્ઞાની ॥ ૭ ॥
સાધુજન જગમાં રહે, લિપ્ત કદી નવ હોય,
કમળ રહે છે જળ વિશે, સ્પર્શ કરે નહિં તોય;
સ્પર્શ કરે નહિં તોય, શ્રેષ્ટતાથી રહે ઊંચે,
મત્સ્ય રહે જળ મ્હાંય, વિપત વિણ ત્હેને રૂચે;
જળ કુકડી પણ રહે, કદી જળ ભેદે નહિં તન,
લિપ્ત કદી નવ હોય, રહે જગમાં સાધૂ જન ॥ ૮ ॥
આ જગ બાજી જોઇને, થાઇશમા મગરૂર,
ક્યાં જગકે ક્યાં આપ તું, નાશ થશેજ જરૂર;
નાશ થશેજ જરૂર, રહે નહિં અંતે કોઇ,
અનાદ એક અખંડ, આદિ, મધ્ય, અંતે સોઈ;
ભરિ અવકાશે મૂઢ, અફળ થઇ મરશે લાજી,
થાઇશમા મગરૂર, જોઇને આ જગ બાજી ॥ ૯ ॥
મનવા તૂં કરૂણા કરી, કર દ્રઢ નિશ્ચય એક,
મોજે રમવા જક્તમાં, રે'શે ત્હારો ટેક;
રે'શે ત્હારો ટેક, માનશે મ્હારૂં કહેવૂં,
અભય થવાશે મીત, ટળંતાં ભવનૂં વ્હેવૂં;
ચર્ણ દઇ યમશીશ, વિધી વિષ્ણૂ સમ બનવા,

કર દ્રઢ નિશ્ચય એક, કરી કરૂણા તું મનવા ॥ ૧૦ ॥

## છપ્પા.

જ્ઞાનીને નહિં શીંગ, પૂંછ નહિં અજ્ઞાનીને,
તોપણ અંતર બહૂ, સમજ કહું તે માનીને;
જેમ અંધને ઘેર, તેમ બાહેર ન સૂજે,
પરખ નહીં દિન રાત, કૂપ સમ કશૂં ન બૂજે;
(પણ) ચક્ષૂવાન સજાણ નર, સૂર્ય પ્રકાશ સદા જુવે,
સહુ જ્ઞાનિ જ્ઞાન—ભાનૂ વડે, તિમિર સહજ માંહીં ખૂવે. ૧.
એક રહેછ નિરાશ, બીજો છે આશા બંધો,
જ્ઞાની નિર્મળ સદા, મૂર્ખ અભિમાની ખંધો;
જ્ઞાનીને મન સૂખ, દૂખનો ભાસ ન આવે,
અજ્ઞાની નિજ દેહ, સદા સંતાપે તાવે;
અજ્ઞાનીને સર્વદા, દુખ રૂપ અધિક આ જકત છે,
બ્રહ્મ વિલાસ ગણી સદા, મન હરખે જે જન ભકત છે. ૨.
ગણી મોજ લૌકીક, સદા વ્યવહારે માણે,
મંન સદા નિઃસંગ, સ્વપ્નવત સઘળૂં જાણે;
હલન ચલન સહુ કરે, દેહનો ધર્મ ગણીને,
જ્ઞાન વિશે રહે ગર્ક, વિસારે પલ નવ ધણિને;
મૂરખને સમજણ નહીં, સંસારી નિજ સમ લેખતા,
પરખ નહીં સંગત વિના, અજ્ઞાને માણી ઉવેખતા. ૩.
જ્ઞાન ભાનુ ઊગવે, સહૂ અંધારૂં ન્હાસે,
અસત્યનો સહિ નાશ, સત્ય વસ્તૂજ પ્રકાશે;
તજી આ દેશ અવાશ, નહીં જંગલમાં ધાસે,
જંગલ તજિને કદી, નહીં જઇ ઘરમાં વાસે;

પંખ વિના પક્ષી યથા, ઉડવાની આશે પડિ રહે,
(તેમ) જ્ઞાની કાળ ગતી લહી, આનંદ વડે જ્યાં ત્યાં વહે. ૪.
નહીં કર્મ વીકર્મ, ભાવ અણભાવ ન ધારે,
સુન્ય વસ્તિ સમ ગણે, પાપ નવ પુન્ય વિચારે;
અધિક ન્યૂન નવ લહે, સ્વર્ગ ને નર્ક નિવારે,
છે સુખ દુખ રૂપ એક, ઊંચ નિચ મંન ન કયારે;
(એ) લક્ષ સદા જ્ઞાની તણો, નહિં માને દ્વૈતા દ્વૈતતા,
બંધ મોક્ષ ભ્રમથી ટળી, જ્ઞાની રહેછ સઉ આણુછતા. ૫.
કરિ કરૂણા ગુરૂ રાય, બન્યા કંઇ કાયર શૂરા,
કરિ કરૂણા ગુરૂ રાય, રંક પ્રથવી પત પૂરા;
કરિ કરૂણા ગુરૂ રાય, જીવ વિષ્ણૂ સમ બનિયા,
કરિ કરૂણા ગુરૂ રાય, થયા ગર્જ્જર નિરધનિયા;
સદ્ગુરૂની કરૂણા થકી, કાંઇ શ્રેષ્ટ નથી આ જકતમાં,
નરસિંહ ગુર કરૂણા વિના, જન પડે કીટ થઇ રકતમાં. ૬.
ખરેખરી કર મોજ, ગ્રહી સદ્ગુરૂનો પલ્લો,
ખરેખરી કર મોજ, ઉઘાડી આતમ ગલ્લો;
ખરેખરી કર મોજ, ગ્રહી ઝોળીને ઝંડો,
ખરેખરી કર મોજ, કમંડળ સહુ લઇ ડંડો;
મોજ ખરી સત્સંગમાં, જ્યાં જીવ ટળી શિવ થાય છે,
નરસિંહ એ વિન મોજથી, સહુ શ્યામ વદન લૈ જાય છે. ૭.
ગર્જિ રહે જગ માહિં, ગ્રહી સદ્ગુરૂનું શર્ણું,
ગર્જિ રહે જગ માહિં, ગણી સમ જીવન મર્ણું;
ગર્જિ રહે જગ માહિં, સદા નિજ રૂપે રાચી,
ગર્જિ રહે જગ માહિં, મહાપદ મન શું યાચી;
વળી ગર્જિત થઇ ખેલિયે, જગ સ્વપ્ન વિલાસ ગણી સદા,

નરસિંહ નિશ્ચળતા વડે, જો દુઃખ નહીં આવે કદા. ૮.
ઘર તજવે શૂં થાય, મને અંતર ઘર જાણૂં,
ઘર તજવે શૂં થાય, વિષય સુખ ચાહિ વખાણ્યૂં;
ઘર તજવે શૂં થાય, ગ્રહી આશ્રમ જો પેઠા,
ઘર તજવે શૂં થાય, ગોષ્ટ સ્ત્રી શૂં કરિ બેઠા;
વળી ઘર તજવે શૂં થાય છે, જો જકત આશા હૃદયે રહી,
નરસિંહ જ્ઞાન ગરક થયા, તે ત્યાગ ગ્રહણ ઇચ્છે નહીં. ૯.
ચતુર કહાવે તેહ, ચક્ર ચોર્યાશી ટાળે,
ચતુર કહાવે તેહ, વચન સદ્‌ગુરૂનૂં પાળે;
ચતુર કહાવે તેહ, વિષય મન પંચ સમાવે,
ચતુર કહાવે તેહ, અદ્રઢ નહિં જ્ઞાન દ્રઢાવે;
દ્રઢ અપરોક્ષ વિચારથી, જન ચતુર પર્મ સુખ ચ્હાય છે,
નરસિંહ જગ સ્થાર્થી ચતુર, સહુ શ્વાન સમાન ગણાય છે.
છતમાં છે જન તેહ, કરે કરૂણા ગુરૂ જે પર,
છતમાં છે જન તેહ, વિચારે બ્રહ્મ નિરંતર;
છતમાં છે જન તેહ, અચળ ચૈતન્ય વિચાર્યૂં,
છતમાં છે જન તેહ, ત્રિવિધ દુખ તાપ નિવાર્યૂં;
(વળી) છતમાં તે જન જાણજો, નિર્વિકલ્પ માંયે રહાય છે,
નરસિંહ કંઇ જન કીટસમ, વહિ અમુલ્ય આયુષ્ય ખોય છે.
જગ જીત્યો જન તેહ, કામ ક્રોધાદી માર્યા,
જગ જીત્યો જન તેહ, મોહ ત્રષ્ણાને વાર્યા;
જગ જીત્યો જન તેહ, થયો તત્વજ્ઞ વિચારી,
જગ જીત્યો જન તેહ, થયો જે પર ઉપકારી;
નિઃસંશય જગ જીતિયો, આત્મ બોધ જેહને થયો,
નરસિંહ સદ્‌ગુરૂ સાહ્ય વિન, પામર જિવ વેહેતો ગયો. ૧૨.

ઝણઝણ સુણિ નભ માંહ્ય, અકથ સુખ અનુભવ લીધો,
ઝણઝણ સુણિ નભ માંહ્ય, અજર રસ પ્યાલો પીધો,
ઝણઝણ સુણિ નભ માંહ્ય, તપાશી જોયૂં તળિયૂં,
ઝણઝણ સુણિ નભ માંહ્ય સુરત શબ્દે મન ગળિયૂં;
ઝણઝણાટ ધ્વનિ વાગતાં, જગ સમિયૂં શુદ્ધ સ્વરૂપમાં,
નરસિંહ સત્ય વિચાર વિન, જન કૈં ડૂબ્યા ભવકૂપમાં. ૧૩.
ટકવા ભકતી મ્હાંય, શામર્થ નથી કો શૂરા,
ભવરણ ભટકી મરે, કરી આડંબર પૂરા;
ભેખ લિયે પણ ભેદ, લહ્યા વિન સર્વ અધૂરા,
કાળ ચક્ર શિર ફરે, નિમિષમાં કરશે ચૂરા;
સદ્‌ગુરૂ ઢાલ કરે ધરી, જે જ્ઞાન તુરીએ સ્વાર છે,
નરસિંહ જય ત્હેનો થશે, પણ અન્ય તણો ધિઃક્કાર છે. ૧૪
ઠગ વાધ્યાછ અપાર, જગતમાં જોજો આજે,
ભટકે ભગવાં કરી, પેટ ભરવાને કાજે;
કયાં વ્યાપારે ખોટ, ગયું કયાં માન જકતમાં,
જ્ઞાન ગતી નવ લહે, તોય પણ નામ ભકતમાં;
પંથ મહંત થઇ ઘણા, કૈં પામર જન અથડાય છે,
નરસિંહ જ્ઞાન વિના જનો, બહુ ઠગ છળથી સપડાય છે. ૧૫
ડમ ડમ ડંકો [illegible]શે, કાળનો શિરપર જ્યારે,
ઠગ સમજો મ[illegible] માંહે, વિમાશણ પડશે ત્યારે;
કર્યાં કર્મ તદ્રૂ[illegible] ખડાં થાશે તે વેળા,
પ્રગટિ વાંશન લિંગ, ચોગ કરશે સૌ ભેળા;
તે ચોગ વિલા[illegible] કઠિણ છે, કાળ અધિક જાતાં વહી,
નરસિંહ સદ્‌ગુરૂ સહાય વિણ, સમર્થ કો છુટવા નહીં. ૧૬.
ઢગ દેખી ધંનના, કદી સાધૂ ના લોભે,

રમણિય કાંતા રૂપ, લહી કદિ સંત ન ચોળે;
દ્રવ્ય વસ્તુઓ ભણી, મોહ દ્રષ્ટે ના ભાળે,
સત્ય સ્વરૂપે રહી, વેગ વૃત્તીના ખાળે;
વળી પ્રપંચથી અળગા રહી, નિત્ય રમે નિજ રૂપમેં,
નરસિંહ સત્સંગ પ્રતાપથી, પામર સમ્યા સ્વરૂપમેં. ૧૭.
તનમાં કરી તપાસ, તત્વ નિજ જાણ્યું તેણે,
જન્મ ધર્યોજ પ્રમાણ, કર્યો દ્રઢ નિશ્ચય જેણે;
અભેદ ભાવજ થાય, આત્મવત બ્રહ્મ સ્વરૂપનો,
અપરોક્ષી સિદ્ધાંત, મિટાવે ભર્મ કૂપનો,
સદાય અજ્ઞાન અનર્થ રૂપ, કાર્ય સહિત સમશે યદા;
નરસિંહ પર્માનંદે રહે, મોક્ષ સ્વરૂપ જાણો તદા. ૧૮.
થરથર થર ધ્રૂજશે, કૃત્ય કૂડાં કરનારા,
ગેબિ નાદ ધર હશે, તોય પણ છે મરનારા;
અનાચારિ ઉપદેશ, કરી જન જય હરનારા,
ધર્મ ઠગારા ધૂર્ત, કોશ દ્રવ્યે ભરનારા;
વળિ પામરને પર બોધિને, સત્ય ધર્મથી રોકતાં,
નરસિંહ નિશ્ચય એ દુષ્ટથી, સર્જન રે'જો ચોંકતાં. ૧૯.
દગ્ધ જ્ઞાન દર્શાય, દર્દ વિન દરદે ડોલે,
કર્મ સ્વહિત સો કરે, ગર્વ ધરિ વાદે બોલે;
અહંબ્રહ્મ મુખ વદે, હર્ષ ને શોક ધરે ઉર,
શુભ કત્યોથી ટળી, ખરે જેમ અર્ક તણું તુર;
વળી બાહ્યાભ્યંતર બ્રહ્મ વિન, અન્ય ન વર્ણે મુખ થકી,
(પણ) નરસિંહ સત્ય સમજ વિના, મરે મુર્ખ જન બહુ બકી.
ધર્મ હીન ધરિ ભેખ, વગોવે સત્ય ધર્મને,
વિધ વિધ વેષો ધરે, ન જાણે મર્મ કર્મને;

કૂળ શીળરૂપ ધંન, રાજ્ય વિદ્યા યૌવન તપ,
મદથી મુક્ત ન હોય, ગ્રહી માળા જપતા જપ;
વળિ તન મન ક્રોધ વિષય ધરી, સેવક વ્યસન પ્રમાણતા,
નરસિંહ આશ્રમને નામ ભ્રમ, ગ્રહી મુર્ખ દુખ માણતા.૨૧.
નવે તત્વને વશ્ય, થઇ વર્તે જગમાં જન,
ઇંદ્રિય પંચક જ્ઞાન, અહંચિત બુદ્ધીને મન;
મધ્યે વાંસના લિંગ, ટળે જો એ નવ સહતન,
નવધા ભકતી કહે, લહે નહિં આત્મ નિવેદન;
અર્ચન કિર્તન વંદન સ્મરણ, શ્રવણ પાદ સેવન નહીં,
નરસિંહ સખ્ય દાસત્વ વિન, કંઇ જોયા જાતા વહી. ૨૨.
પરમહંસ સન્યાસ, ધરી દિક્ષા કંઇ ભૂલ્યા,
બ્રહ્મચર્ય પણ ઘણા, ખરે ખટ દર્શન ડૂલ્યાં;
તપસી યોગી મુની, કંઇક વૃક્ષે જઈ ઝૂલ્યા,
ઉદર ભરણ કારણે, પ્રપંચ કરી મન ફૂલ્યા;
દયા શંકા ભય કૂળ શીળ, ધન લજ્જા નિંદા ગૃહી,
નરસિંહ એ આઠે પાશથી, વિરલા મુકત થયા સહી. ૨૩.
ફરી ફરી શૂં ચઢે, લોક ચૌદે જઇ ઠરવા,
ભુવર, ભૂર, સ્વર, મહર, જાય પણ અંતે ખરવા;
જન તપ સત્ય ગણાય, ઉર્ધ્વ દેશે દરશાવે,
અતળ, વિતળ, ને સુતળ, તાણી ભ્રાન્તી તરશાવે;
તળાતળ ને વળી રસાતળ, મ્હાતળ અધ પાતાળ છે,
પણ નરસિંહ સત્ય સ્વરૂપ વિન, જ્યાં જાશો ત્યાં કાળ છે.૨૪
બહૂ બહૂ શિદ બકે, સમજ તું મન થોડામાં;
નિવૃત થૈ જા તુંત, વહિશ નહિં તો હોડામાં;
કંઇકિ ગયા જો વહી, જાય છે ને વળિ જાશે,

બહિર વૃત્તિયે જતાં, વધાર્યે વધતૂં થાશે;
પણ જ્ઞેય જ્ઞાન અને જ્ઞાતા, ભોગ્ય ભોગતા ભોગને,
નરસિંહ કરણ કરતા ક્રિયા, ભવરૂપ તજ એ રોગને. ૨૫.
ભવભય કારણ ભેદ, થયો જો જીવ ઇશને,
જીવ જીવનો ભેદ, ન જાણે કોણ દીસનો;
જીવ અને જડ ભેદ, ભેદ વળી ઇશ અને જડ,
જડ જડનો પણ ભેદ, ગણુંતાં જામ્યાં બહુ પડ;
એ ભેદ મિટે પડદા ત્રુટે, (જો) સંત શરણ જઇને રહે,
નરસિંહ સદ્ગુરૂ શૂરકો, પાર કરે જો કર ગૃહે. ૨૬.
મદ મારે સર્વને, વિવેકી જાય વિચારી,
કુલીનનો મદ કૂળ, શીળ મદ જો શિળ ધારી;
ધનીકનો મદ ધંન, રૂપ મદ રૂપવંતને,
રાજાનો મદ રાજ્ય, કદી ના લહે અંતને;
વળી યૌવન મદ સહુ જંતુને, તપસ્વીનો મદ તપ લહૂં,
નરસિંહ વિદ્યામદ દુખ દિયે, માટે મદ ટાળો સહૂ. ૨૭.
યમ છે અંગ સમાધ, ભેદ સમજે તો પાળે,
ધર્મ અહિંસા, સત્ય, સ્વરૂપમાં વૃત્તી ગાળે;
બ્રહ્મચર્યનાં અંગ, અષ્ટ ઉર મધ્યે ધારે,
સ્પર્શ, દર્શ, સંકલ્પ, ગુહ્ય ભાષણના ક્યારે;
નિશ્ચય, કેલી કિર્તન તજે, ક્રિયા જન્ય સુખ સ્ત્રી તણૂં,
અપરિગ્રહ સહ અષ્ટે મળિ, નરસિંહ યમ ૫ંચક ભણૂં.૨૮.
રસખટ ખાવા તણા, લવણ કટુ આમ્લ મધુરા,
કષાય તિક્ત સહ મળી, થયા ખટ એહજ પૂરા;
નવરસ કાવ્યે ગણે, વીર શ્રંગાર કરૂણા,
અદ્ભુત હાસ્ય બિભત્સ, સંત મન એહ અલૂણા;

વળિ શાન્તિ ભયાનક રૌદ્ર રસ, એ વર્ણવવા સ્હેલ છે,
નરસિંહ જે ભક્તી પ્રેમ રસ, વર્ણે તે જન પ્હેલ છે. ૨૯.
લખનારો શૂં લખે, આપનો અલખ કહાવે,
કથનારો શૂં કથે, કથે તો અલગ રહાવે;
શબ્દાતીત ગણાય, શબ્દમાં કોણ બતાવે,
ડાળ પત્ર સહુ ગણે, મૂળ તો દ્રષ્ટ ન આવે;
જયમ નેત્ર નેત્રને નવ જુવે, તેમ આત્મ આત્મને શૂં લહે,
નરસિંહ સર્પ ભ્રાન્તી ટળે, (તો) શુદ્ધ સત્વ છે તે રહે. ૩૦.
વસુધા આદી પંચ, ત્રિગુણ સાથે જોડાયૂં,
ઉપાધિ અવિદ્યા વધી, સત્ય નિજ પદ છોડાયૂં;
નિષ્કર્મ થકી થઇ કર્મ, જીવ ઇશ્વર બે ગાયા,
અતી વાક પશ્ચાત, અષ્ટપુર થઇ આ કાયા;
રસ રૂધિર માંસ મજ્જા અને, રેત મેદ અસ્થી થયૂં,
નરસીંહ સપ્ત ધાતૂ થતાં, અધિક અધિક વળતૂં વધ્યૂં. ૩૧.
સત્ય અનાદી ભેદ, ગણે વિધવિધ ભાતીથી,
હાલ મનાય અનંત, મૂળ એકજ જાતીથી;
અનુમાન પ્રત્યક્ષ, શબ્દ ઉપમાન ગણે છે,
અર્થાપત્તિ પ્રમાણ, થકી કો કેમ ભણે છે;
વળિ અનુપલબ્ધિ કો જન ગૃહે, કવચિત સાર સંગ્રહ કરે,
પણ નરસિંહ દ્રઢ નિશ્ચય થતાં, આપ્રાણ સહુ અળગાં ધરે. ૩૨
શબ્દ બ્રહ્મ કો ગણે, ગણેકો શબ્દ વિલાતો,
ગણે બ્રહ્મ આકાશ, કરે મારૂતની વાતો;
બાહ્યાભ્યંતર સદા, રહે છે નભ ને વાયૂ,
માટે નિશ્ચય બ્રહ્મ, એમ કંઇ પુરૂષે ગાયૂં;
વળિ અગ્ની જળ વસુધા ખરે, બ્રહ્મ હશે એમજ લહે,

નરસિંહ કૈં જડ બુદ્ધી જનો, જડને પણ ઇશ્વર કહે. ૩૩.
ષટ પદ હાલ પ્રમાણ, થાય છે મુખ્ય અનાદી,
અવિદ્યા ગણે અનાદ, જીવની મળે ન આદી;
શુધ ચૈતન્ય અનાદ, અનાદી ઇશ સત્ય છે,
વઢી મરે અજ્ઞાન, સદોદિત હીન મત્ય છે;
સંબંધ અનાદિ ચૈતન તણો, અવિદ્યા સાથે જાણવો,
નરસીંહ ભેદ એ ઉભયનો, આદી રહિત પ્રમાણવો. ૩૪.
હઠ કરી હરિ શોધવા, ગયા જંગલમાં ધાઇ,
ગ્રહે યોગ અષ્ટાંગ, ભૂમિકા પંચ સહાઇ;
પ્રથમ ભૂમિકા ક્ષેપ, દ્વિતિય વિક્ષેપ ગણી જે,
નિરોધ વળી એકાગ્ર, મૂઢસહ પંચ ભણી જે;
વળિ યોગ નિમિત્ત અતિ કષ્ટ સહિ, વસુધા માંહિ સમી ગયા,
નરસિંહ સ્વરૂપ નિશ્ચય વિના, ભવ ભ્રમણતાયે વહ્યા. ૩૫.

---

## સ્ફુટ વિષય. દોહરા.

શબ્દ બ્રહ્મ સહુ માનતા, ત્હેનો કહું વિસ્તાર;
જે જન સમજી ખોજશે, ગુરૂ ગમ ઉતરે પાર. ૧.
પાંચ શબ્દ કો ત્રણ ગ્રહે, માને બ્રહ્મ સ્વરૂપ;
(પણ) શબ્દાતીત સ્વરૂપ નિજ, સમજ્યા વિણ ભ્રમ કૂપ. ૨.
સોહં શબ્દ વિચારતાં, બ્રહ્મ ગુફાની મ્હાય;
દશમૂં દ્વારજ દેહિનૂં રરંકાર છે ત્યાંય. ૩.
ત્રિકુટિ મ્હેલના રાયતો, ઓમૂકાર વરણાય,
રૂપ નિરંજન નેત્રમાં, (પણ) ભિન્ન સ્વરૂપ જણાય. ૪.
અકળ ખેલ બ્રહ્માંડનો, કહેતાં નાવે પાર;
કોઇક વિરલા જાણશે, સદ્‌ગુરૂ મ્હેરે સાર. ૫.

શક્તિ બ્રહ્મની શબ્દ છે, શબ્દ બ્રહ્મનૂં રૂપ;
સ્વરૂપ ભિન્ન જાણો સદા, કહાવે જેહ અરૂપ. ૬.
મુદ્રા પાંચ વર્ણૂં હવે, જ્ઞાની જાણે સોય;
અનૂભવી જો ઓળખે, સદા નંદમાં હોય. ૭.
નેત્રે રહેછ ચાચરી, તેજ તણો ભંડાર;
ત્રિકુટી મ્હેલે ભૂચરી, ચંદ્ર સૂર્ય ઝળકાર. ૮.
રસનાદિ દશે ખેચરી, શ્રોત્રે અગોચરિ જાણ;
ઉનમુનિ વસે આકાશમાં, (જ્યાં) જ્ઞાનીનૂં રેંઠાણ. ૯.
મુદ્રા પંચને ધ્યાનથી, પદ ન્યારૂં નિરવાણ;
સદ્ગુરૂ સેવે પ્રીતથી, તે નર થાય સજાણ. ૧૦.
માયા સંજ્ઞા પંચદશ, વિધવિધ કરૂં વખાણ;
૧ ૨ ૩ ૪ ૫
માયા, શક્તી, પ્રકૃતી, અવ્યાકૃત, અજ્ઞાન. ૧૧.
૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧
અવિદ્યા, તમ, તુચ્છા, અજા, સત્યા મૂલા, જાણ;
૧૨ ૧૩ ૧૪ ૧૫
તૂલા, અનીર વચનિયા, અવ્યક્ત, યોનિ, પ્રમાણ. ૧૨.
બ્રાહ્મણનાં લક્ષણ કહું, દ્વાદશ વિધી પ્રમાણ;
ભિન્નભિન્ન ગ્રંથે કર્યાં, વિધવિધ ભાતિ વિખાણ. ૧૩.
૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭
જ્ઞાન, સત્ય, સમ, દમ, તથા, શ્રૂત, લજ્જા, અરૂદાન;
૮ ૯ ૧૦ ૧૧ ૧૨
ધૈર્ય, તિતિક્ષા, અનસુયા, યજ્ઞ, અમાત્સર્ય, માન. ૧૪.

---

## સોરઠા.

માયાથી શૂં થાય, જો મન વશ છે આપણૂં;
માયા મંન સમાય, મંન સમે જઇ બ્રહ્મમેં. ૧.
મન છે માયા રૂપ, (તે) દેહ સુધી તો નવ ટળે;

(તે) નાંખે આ ભવકૂપ, કોઇક વિરલા ઊગરે. ૨.
મૂરખ મન હરખાય, અવાસ તજી જંગલ વસે;
(પણ) માયા દેહ ગણાય, (તો) શૂં તજીઉં જંગલ જઇ. ૩.
માયા સર્વ ગણાય, દ્રષ્ટ પદાર્થ જેટલૂં;
જગ માયાજ ભાણાય, (તો) કહોને તજશો કેટલૂં. ૪.
માયા કરડિ ન ખાય, સ્વરૂપ અખંડ છે નિરંમળું;
(ભાઇ) મિથ્યા શિદ અથડાય, રહે પડયો તું ઘર વિશે. ૫.
મોહ રહીત રહીશ, તો સુખ મ્હોટૂં સર્વદા;
નિશ્ચળ ચીત્ત થઇશ, જીવન મુકત હોશે તદા. ૬.
નરસિંહ જગમાં રહે, મન નિઃસંગી જો કરી;
કહાવે તેજ વિદેહ, અદ્વૈત રૂપ જાણે હરી. ૭.

---

**પદ ૧.** રાગ ચાબખા.

ખેલ સહુ માંડયો છે ખોટોરે,
સેહેવી છે કાળ તણી ચોટો. ટેક.
મૂર્ખ થઇને મનમાં ફૂલે,
પંથમાં મૂકે દોટો,
સમજ્યા વિનાના વેપાર ડહોળ્યે,
અંતે આવશે ટોટો. ખેલ. ૧.
રંકને ઠગીને અધર્મે ખર્ચે,
પાપનો વાળે ગોટો,
માર્ણ સુધી સત્ય ના સમજે તો,
ખાશે યમનો સોટો. ખેલ. ૨.
અજ્ઞાન પણું તેં કેમે ન મુકયું,
દુનિયામાં થાય મ્હોટો,

ઇંદ્રી તણા વિષયમાં ડુલ્યો,
વાળ્યો ન જ્ઞાન કછોટો. ખેલ. ૩.
તનમાં તો તું તપાસી જો, ને,
કૂદ વર્ણાશ્રમના કોટો,
નરસિંહ દેહતો અસત્ય છે,
જહેવો જળનો પરપોટોરે. ખેલ. ૪.

---

**પદ ૧.** રાગ રૂમેણી અથવા જોગી આશાવરી.
સુમર સુમર મન રામ સવાઇ,
યા જગમે કછૂ કર લે કમાઈ. ટેક.
ઔર કછૂ તેરે કામ ન આઇ,
જગ રિધ સિધ સબ ક્ષણમે વિલાઇ. સુમર. ૧.
નિશ્ચળ હોઇ રામ રટ ભાઇ,
દુગ્ધા છાંડિ અમર પદ પાઈ. સુમર. ૨.
રામ રટે તેં કટે દુખ ભારી,
આવાગવનસેં લેવે ઉગારી. સુમર. ૩.
રિધ સિધ છાંડ ગયે સબ કોઇ,
તું કર્યો ચાહ કરે પુનિ સોઇ. સુમર. ૪.
ઉલટ કીઆ અંન કબહુ ન ખાઈ,
હે મન તું કયોં ગૃહે હરખાઈ. સુમર. ૫.
સક ત્યાગ મન રામ લેલાઇ,
ત્રિ ધિ તાપ દુખ સબહીં જલાઇ. સુમર. ૬.
ચરાચરમે પરિપૂર્ણ રહાઇ,
વા બિન ઔર ન રામ કહાઈ. સુમર. ૭.
અકળ રામ સકળ ઘટ જોઈ,

રામ બિના હૈં ન દૂજા કોઇ. સુમર. ૮.
સદ્ગુરૂ શરન ગૃહે સંબ ત્યાગી,
તો સમ કોઉ નહીં બડ ભાગી. સુમર. ૯.
નરસિંહ રામ અન્યકો નાહીં,
જો મન રામ રટંતહીં સમાઇં. સુમર. ૧૦.

**ગરબી ૧.** ઓધવજી અબળા તે સાધન શૂં કરે.
એ રાગ.

સદ્ગુરૂ વિણ સાધનરે, સાચૂં નહીં મળે;
અન્ય પ્રયત્નો સરવે, નિષ્ફળ જાય જો;
ઉદર ભરણ અર્થરિ, ગુરૂ દીઠા ઘણા,
નિઃસંશય વિણ, દ્રઢ નિશ્ચય કેમ થાયજો. સદ્ગુરૂ. ૧.
શાં સાધન કરિયેરે, હરીને પામવા,
ડાહ્યા થઇ જન વર્ણે વિધવિધ પેરજો;
જે કોઇએ જણવ્યૂંરે, તે સૌ આચર્યૂં,
ભવરણ ભોમે ભટક્યાં ઠેરે ઠેર જો. સદ્ગુરૂ. ૨.
જ્યાં જ્યાં જઇ જોયૂંરે સત્ય પ્રમાણવા,
હરિ દરશને તલપી નિશદિન પ્રાણજો;
પથ્થર ને પીતળરે સઘળે ન્યાળિયાં,
જોયાં પામરે અથડાતાં અણજાણજો. સદ્ગુરૂ. ૩.
સિદ્ધસમાં બેઠારે દીઠા કૈં જણા;
તે પણ જાણ્યાં દ્રવ્ય હરણ કરનારજો;
પ્રપંચની જાળેરે, પ્રાણી ફસાવવા,
મ્હોટી માળા કર કંઠે ધરનારજો. સદ્ગુરૂ. ૪.
અગણિત મત જોયારે ધર્મ વિચારમાં,

જ્હેને જે ફાવ્યું તે કરતા તેમજો;
લાભા લાભ વિચાર નહીં પરિણામનો,
ભર્મ પડયાં જન ગ્રેહેતાં અદકો વ્હેમજો. સદ્ગુરૂ. ૫.
કૈંક જાણા તો કરતારે, નિશ્ચય નામને,
સમજ્યા વિન અંતરનો મર્મ વિચારજો;
સંત તણો આશયરે સહુ કોઈ ના લહે,
અવળે અર્થે શબ્દ ગ્રહે અવિચારજો. સદ્ગુરૂ. ૬.
પંથ અને મારગરે જોતાં ધર્મના,
અવગુણ ગણતાં આવે નહિં કાંઈ છેહજો;
નરસિંહ જન સમજૂરે, સત્ય વિચારથી,
સદ્ગુરૂ શોધી લ્હેશે આપ વિદેહજો. સદ્ગુરૂ. ૭.

---

## ગરબી ૨.

સદ્ગુરૂને શબ્દેરે સુર્તા જો ચઢે,
દુગ્ધા ટળીને થાશે રંગની રેલજો;
અધિ ભૂતક આદીરે તાપ નડે નહીં,
સત શબ્દો દાખવશે અદ્ભુત ખેલજો. સદ્ગુરૂ. ૧.
યોગ સમય જોતારે ગુરૂજી સૂચવે,
ધ્યાન કરાવ્યા વિન સ્થિરતા નવ હોયજો;
વિવૃત પદ દુઃખ નૂરે સ્હેજે ટાળવા,
આકર્ષણથી નેવૃત પદમાં રહોયજો. સદ્ગુરૂ. ૨.
રેચક કરિ વળ તોરે પૂરી શ્વાસને,
કુંભક કરતાં થાશે દ્રઢ અભ્યાસજો;
ગગન વિશે ફુરતારે જઈને ઠેરતાં,
અનહદ ધ્વનીથી પૂર્ણ થશે અવકાશજો. સદ્ગુરૂ. ૩.

અલૌકિક ઉત્સવરે અનુભવે આવશે,
પર્માનંદ સુખ આવ્યે નિવૃત થાયજો;
એ સુખને વર્ણવવા કો શમર્થ નથી,
અલક્ષ્ય સુખના સ્વાદ કહ્યો નવ જાયજો. સદ્ગુરૂ. ૪.
મુમુક્ષુ જન અધિકારી શબ્દ વિચારશે,
વિના વિચારે સુખ સંભવ ના હોયજો;
નરસિંહ મન મોહનને શબ્દે ઓળખી,
દૈવી જન તે પરમાનંદમાં રહોયજો. સદ્ગુરૂ. ૫.

—ooo—

**પદ ૧.** ઠુમરી. (ઘણે રાગે ગવાશે.)

કોઈ પિવે, અજર રસ પ્યાસા,
અમ્મર હોજાવે, હોજાવે;
ના છુટે વિષયકી આશા,
દુખમેં મર જાવે, મર જાવે. ટેક.
અજર રસ કૂપા હૈં રન ભીતર,
કાયર થરકા ખાવે;
જીવન છાંડ મરનકોં લેવેં,
સોહી અમર રસ પાવે. અમ્મર. ૧.
ચોકી ઉસ રનમેં હૈં ભારી,
સહજ હાથ ના આવે.
વિધી નિષેધકું પહિલે જીતે,
ફિર રસ યહ ગટકાવે. અમ્મર. ૨.
દ્વેશ રાગકી દુસરી ચોકી,
ધિગ ધિગ અગ્ની બિચ તાવે;
જો જય જય કરકેં ધસહીં,

ઉસ રનકોં માર હઠાવેં. અમ્મર. ૩.
પયાન દૂર કરે જો આગે,
ભાવા ભાવ સતાવે;
ઉનકોં માર દિયે ડંકા તબ,
પૂષ્પેં અમર બધાવે. અમ્મર. ૪.
ત્યાગ ગ્રહનકા જોર ન પીછેં
ત્રષ્ણાદી લટકાવે;
મોહ મમત્વાદી દુષ્ટોંકું,
પકર પકર ઝટકાવે. અમ્મર. ૫.
હૂં પદ માર રહે અદ્વૈતે,
તબ ના કોઇ ડરાવે;
કૃપા આપ વિશે દેખે,
ફિર, પીલે આપે ભાવે. અમ્મર. ૬.
જય જય જય કરકે પી ઉઠે,
મરન કબૂ ન બિહાવે;
નરસિંહ સંત હોય બડ ભાગી,
અજર રસ સોહી પિલાવે. અમ્મર હોજાવે હોજાવે.

---

**પદ. ૧.** રાગ શ્યામ કલ્યાણ, અથવા મંગળ.

મુળતેં ઊઠ ગગાન ગઢ ચઢહીં, ગગન ગઢ ચઢહીં (તો),
દુગ્ધાસેં હો ભાઇ ન્યારા હો, સાધુ, દુગ્ધાસે. ટેક.
અષ્ટ કમલ ઘટ પટ તજી પેખે (તો),
છૂટહીં ભ્રમન વીકારા હો. સાધુ. ૧.
ખટ ચક્રનમેં ખોજ કરે કોઉ,
(સોતો) નિહચે હોઇ નિરાધારા હો. સાધુ. ૨.

અજપા શ્વાસ નિયમસેં કરહી, (કો)
ગૂરૂ ગમ જપન હારા હો. સાધુ. ૩.
ચક્ર કમલદલ હદ સબ જાને, (સો)
લહે બેહદ બિચારા હો. સાધુ. ૪.
નાડિ દ્વાર સબ બિધ બિધ પરખે,
નિશ દિન સૂર મોજારા હો. સાધુ. ૫.
બિન સદ્ગુરૂ કોહુ પાર ન પાવે, (એ)
અગમ ખેલ અપારાહો. સાધુ. ૬.
નવ દ્વારસેં સમાવે પ્રવાહા, (સો)
વહે દસમે દ્વારાહો. સાધુ. ૭.
નરસિંહ જોર કછૂ ના ચલહી,
હોવે કાલ બેજારાહો. સાધુ. ૮.

---

## પદ ૨. રાગ એજ.

નાડી ભેદ અબ કહૂં મેરે સંતો, અબ કહૂં મેરે સંતો, (કો)
સમજે સમજનહારા હો, સાધુ, સમજે. ટેક.
ઇંડા પીંગળા, દો મૂખ્ય પ્રગટ હેં, દો મૂખ્ય પ્રગટ હેં, (જાકે)
વિષ્ણુ બ્રહ્મા શિરદારા હો. સાધુ. ૧.
ધ્યાન યૂકત સુષુમના કહીએ, (૨)
(તાકે) રૂદ્ર અધિપતી ન્યારા હો. સાધુ. ૨.
હસ્તિ જિવ્હા અરૂ હેં ગાંધારી, (૨)
સો વરૂણ ઇંદ્ર આધારા હો. સાધુ. ૩.
પુશા નામ કહે જો નાડી, (૨)
તાકે ઇશ્વર ઇષ્ટિ ઉદારા હો. સાધુ. ૪.

યશસ્વિનિ કહુ અવર વહતહે, (૨)
અજ પૃથ્વી (શિર) અધીકારા હો. સાધુ. ૫.
અલંબુષા શંખિની દોઇ જાનો, (૨)
રવી શશિ દેવ નીર્ધારા હો. સાધુ. ૬.
નરસિંહ સ્થાન ભેદ હેં ન્યારા, (૨)
(જો) સમજે સો પડ ગયે પારા હો. શાધુ. ૭.

---

## પદ ૧. રાગ કાફી.

દુરીજનથી દૂર રહેજો, દુરિજનથી દૂર રહેજો,
દુરિજનથી દૂર રેહેજોરે, સુજન વિરા,
દુરિજનથી દૂર રેહેજોરે. ટેક.
દુરિજનથી દૂર રેહેજો,
સુજનની પુઠે વેહેજો,
સુખ તો અધિકાં લેજોરે, સુજન વિરા. ૧.
દૂરિજન અહી જહેવો,
પય પીને ડંખે એવો,
દખી તેને તજી દવોરે, સુજન વિરા. ૨.
ભલે શસ્ત્ર ઘાવ સ્હેજો,
પ્રાણ જાય તો જાવા દેજો,
માને તો આ વેણ કેહેજોરે, સુજન વિરા. ૩.
વાસ ભલે જઇ જંગલ કરજો,
દેશવટો લેઇ ઘર પર હરજો,
કહ્યું એ નરસિંહનું કરજોરે, સુજન વિરા. ૩.

## પદ ૨. રાગ એજ.

શાણા જણને શીખ દૈએ, શાણા જનને શીખ દૈએ,
શાણા જનને શીખ દૈએરે, સુજન કોઈ, શાણા. ટેક.
શાણા જનને શીખ દઇએ,
અનુભવની વાત કહીએ,
મુર્ખ આગે મુન્ય રહિયેરે, સજન કોઇ. ૧.
વીસ વસા હોય વાત સાચી,
અજ્ઞાનિને સર્વે કાચી,
(જેમ) ચણું જુવે ખૂંદી નાચીરે, સજન કોઇ. ૨.
ખરૂં કહેતાં ખાર આવે,
ગાયું એ પોતાનૂં ગાવે,
એવા, મુંઢ આગે નહીં ફાવેરે, સજન કોઇ. ૩.
પંચ જો પ્રતીતિ આપે,
તોએ પણ એ ઉથાપે,
(જેમ) બિંબ નોહે ઉંધે ખાપેરે, સજન કોઇ. ૪.
મુવા તેને નિત્યે ધાવે,
જીવતાને આડે નાવે,
માંસ મ્હેલી હાડ ચાવેરે, સજૅન કોઇ. ૫.
વાતમાં પરખી લૈએ,
જાણીને અજાણ થૈએ,
વેણ કે કુવેણ સ્હૈએરે, સજ ન કોઇ. ૬.
વચનનૂં તોલ બાંધે,
એવા તો જવલ્લે લાધે,
નરસિંહ શબ્દ સાધેરે, સજન કોઇ. ૭.

---

**પદ ૧.** રાગ સોરઠ. ચાલ પ્રબંધની.

એક ભક્તિ વિના સર્વ છંડ છાંડો.

દુઃખ કદિ ન આવે, રહેવું હરિ જન દાવે,

જીવપણું એ મિટાવે, ભજન સદ્ય માંડો માંડો. એક. ટેક.

માયા જોડિ જોડી, મુવા સર્વ જોજો;

મિથ્યા આશ બાંધી, મૂર્ખ લીયે બોજો;

કાંઇ કામ નાવ્યે અંતકાળે બોજો, જો વિચારી,

જો વિચારી આવ્યૂં મર્ણ, લૈ આભર્ણ, ઝાલી ચર્ણ, ઝીકયો ધાર્ણ, હરિ સ્માર્ણ, ફેરા વાર્ણ, તર્ણું ઝાર્ણ, નાવ્યું કર્ણ, રહ્યું જાર્ણ, ગુરૂ શાર્ણ, વિના તાર્ણ, કયાંથી, ગાંડો ગાંડો, એક ભક્તિ. ૧.

સુર અસુર મુની, ઈંદ્ર થયા જાવા,

હરિ, હર બ્રહ્મા, સમર્થ નહિં બચાવા;

ત્હારે નથી કો, વિચાર હાથ સ્હાવા, વિના ભકતી,

વિના ભક્તિ, પ્હેરે ચીર, નહીં સ્થીર, પીવા નીર, આ શરીર, મહા ધીર, જો ગંભીર, શૂરવીર, ચાહે મીર, કે ફકીર, હોય પીર તોએ રાંડો રાંડો, એક ભક્તિ. ૨.

પુરૂષ હોય તે તો, પુરૂષાર્થ સાધે,

કરે સાધ્ધ તો તો, પર્મ સુખ લાધે;

પુંજી ડુબી જસે, માલ સહુ ખાધે, પછે ફિકર નાહીં,

પછે ફિકર, નાહીં જાણ, ખરી વાણ, ત્યાસી હાણ, નહિં તો તાણ, થૈ વેચાણ, મોજ માણ, જ્ઞાન ખાણ, ગુરૂ બાણ, લૈ નિશાણ, કર સંધાણ, ઉગે ભાણ, એ એંધાણ, પુઠ મિથ્યા કરે તાણ, તેને ખાંડો ખાંડો. એક ભક્તિ. ૩.

જે કોઇ પંથ માહિં ભટકે એજ ભૂલ્યા,

હૃદય દ્વાર જ્હેનાં, કદી નહિં ખૂલ્યાં;

પામર જીવતેજ, ખરે સત્ય ડૂલ્યાં, વિના ધામ ગયે,

વિના ધામ ગયે ખાધ, છે અગાધ, વધે દાધ, એવા પંથની, ઉફાંધનો, લેઇ બંધ, કરે દ્વંધ, કામ અંધ, એ ઉપાધ, વાળા સાધ, નહિં આરાધ, કર વિચાર, એ તો ભાંડો ભાંડો. એક ભક્તિ. ૪.

મુક્ત થવાની જો, ચાહ કરે ભાઈ,

ગુરૂ શાર્ણ જા તું, છાંડિ આ ભવાઇ,

નહિં તો આવ્યો તેમ, જઇશ ધકો ખાઇ, નરસિંહને,

નરસિંહને, તો બેશ, છે ઉજેશ, વિના વેશ, નહીં કેશ, તણો ભેશ, કરિ ઉદ્દેશ, મારી ઠેશ, સંશય નેસ, રેશેરેશ, કર્મ મેસ, નહીં શેષ, હશે એશ, નિર્ભય દેશ, પડયો, ટાંડો ટોંડો, .એક ભક્તિ. ૫.

---

**પદ ૨.** રાગ. એજ.

ખરે જ્ઞાન વિના, સર્વ મત્ત ખોટા,

એ કોઇ સુજન જાણે, અન્ય ઉર ન આણે,

મિથ્યા પંથને વિખાણે, જે મુર્ખ જન મ્હોટા મ્હોટા.

ખરે. ટેક.

ગણે એક ધાણી, પંથ થયા જાઝા,

મૂઢ એક એકની, ગણે ન માઝા,

ગુરૂ થૈને દ્રવ્ય, લૂટવાને બાઝા, મંદ મતીને,

મંદ મતીને નહિં જ્ઞાન, મુકી માન, એહવે સ્થાન, ધરે કાન, જે નાદાન, વિના શાન, થઇ શ્વાન, ખરે ખાણ, અને પાન, તણા તાન, માં ગુલતાન, થાય જાન, નહીં ભાન, વિના ધ્યા-

ન, ખર સમાન, ખાય સોટા સોટા. ખરે જ્ઞાન વિના. ૧.

ગુરૂ પદવિ ગ્રહી, દ્રવ્ય હર્ણુ ધારે,
તેને નાખશેજ, ખરે નર્ક દ્વારે,
ગીતા ભાગ્વત, માહિં એ ઉચારે, એહેવા ગુરૂને,
એહેવા ગુરૂને, જઈશર્ણુ, ધરે કર્ણુ, ચારે વર્ણુ, કરે સ્માર્ણુ, પડે ચાર્ણુ, ચાહે તર્ણુ, તોએ જાર્ણુ, અને મર્ણુ, નહીં હર્ણુ, થવે ધર્ણુ, પડી રોય, દુઃખ ગોટા ગોટા. ખરે જ્ઞાન. ૨.

સત્ય સમજ વિના, મુક્ત નવ હોય,
મિથ્યા પંથ માંહિ, ભટકિ દિન ખોય,
વિના જ્ઞાન થવે, અંત સમે રોય, તોયે પંથ માહીં,
તોયે પંથ, માંહીં લોક, થોકે થોક, મારે ઝોક, દ્રવ્ય રોક, ખરચિ તોક, ગૃહે ડોક, ખાઇ ઠોક, મુકે પોક, ધરે શોક, પછે કોક, છાંડી નોક, ને છચોક, કહે ફોક, ધરી ઘોક, થયા છોટા છોટા. ખરે જ્ઞાન. ૩.

મુમુક્ષુ હોય તે તો, ભર્મમાં ન ભૂલે,
પામર વિષયિ સર્વ, પંથ માંહિ ડૂલે,
તેથી હૃદય જ્ઞાન દ્વાર નહીં ખૂલે, નરસિંહ,
નરસિંહ, શૂર.કોય, સત્ય જોય, ભર્મ ખોય, પાપ ધોય, મિથ્યા તોય, માં નહિં મ્હોય, સદા સાધ, પણે રહોય, જ્ઞાન દાહ્ય, ચિત્ત પ્રોક્ષ, સૂખ હોય, કદિ ન રોય, એહેવા સર્વ, જંન મ્હોય, તેના ટોટા ટોટા. ખરે જ્ઞાન. ૪.

---

**પદ ૧.** રાગ ધોળ.

સત સંગતે ગાળીએ દિન,
સદા સૂખ પામીએ;

ભવ ભ્રમણ મીટે નિર્ધાર,
સરવ દુખ વામીએ. ટેક.
ભેદ યૂક્ત આ જક્ત ભાળીને,
ઉપજે મનમાં ખેદ;
એ ભેદ દ્રષ્ટિને ટાળવારે,
સમર્થ સેવીએ સદ્ગુરૂ વેદ સદા સૂખ. ૧.
જીવ ઇશ્વર જીવ જીવનોરે,
જીવ અને જડ સાર;
જીવ ઇશ્વર, જડ જડ તણોરે,
ટળે ભેદ એ પંચ પ્રકાર સદા સૂખ. ૨.
આણ છતું એ ઉદે થયુંરે,
નામ વર્ણ ગુણ રૂપ;
(વળી) જીવ પણું નોતું જાણિયુંરે,
ટાળે સદ્ગુરૂ એ ભ્રમ કૂપ. સદા સૂખ. ૩.
શુભેચ્છા સુવિચારણારે,
તનૂમાનસા જાણ;
(ચોથી) સત્વાપત્તી વિચારતાંરે,
કાંઇ ટળશે દેહાભિમાન. સદા સૂખ. ૪.
અસંશક્તિ છે પાંચમીરે,
જ્ઞાન ફળ નિર્ધાર;
છઠી પદાર્થાભાવિનીરે,
જેથી ઉતરે ભવ ભય ભાર. સ॥ સૂખ. ૫.
છેલી એ તૂરિયા વિચારજોરે,
વિવેકી પુરૂષ સુજાણ;
એ સપ્ત ભૂમી કહી જ્ઞાનનીરે,

શુદ્ધ તુર્યા એ પદ નિર્વાણ. સદા સૂખ. ૬.
સદ્ગુરૂ પરખી સેવિયેરે,
અખંડ સુખને કાજ;
નરસિંહ ન ઇચ્છે સ્વાર્થનેરે,
જેને આવ્યું નિજાનંદ રાજ. સદા સૂખ. ૭.

---

**પદ ૧.** રાગ હલારી.

મન મેહેવાશી ચલો દેશમે, દેશ ગયેસેં પાર;
ફેરી જન્મ ન હોવે કબહીં, દ્રઢતાસેં ઉર ધાર;
આ જગ જૂઠો મુજે ન ભાવેજી. ટેક.
કરો ગુરૂ શબ્દ વિશે પતિયાર;
ધરો ગુરૂ જ્ઞાન રૂપ હથિયાર;
ભવ દ્વારે તું કદી ન આવેજી. ૧.
જક્ત તરૂકા મૂળ તુંહી હેં, તું વિન સર્વ અસાર;
તેરો લય જબ હોવે ભાઈ, ટરહી જક્ત વિકાર;
એ જગ જૂઠો મુજે ન ભાવેજી. ૨.
તેરો ભાંડ દહૂ દિશ ભાસે, આશય રહિત બિચાર;
જ્ઞાતા જ્ઞાનરૂ જ્ઞેય નહીં જ્યાં, આપો આપ અપાર;
યહ જગ જૂઠો મુજે ન ભાવેજી. ૩.
ભોક્તા ભોગરૂ ભોગ્ય કહા, યહ, મિથ્યા માન વિહાર;
નરસિંહ રામ અવંર કછૂ નાહીં, ક્રીયા કરણ કરતાર;
એ જગ જૂઠો મુજે ન ભાવેજી. ૪.

---

**પદ ૨.** રાગ એજ.

પ્રપંચસેં જબ ન્યારા હોવે, તબ નીજ સ્વરૂપ સમાય;

માયાવિ સો પ્રપંચ માનો, જીવ ઇશિ ભરમાય;
શૂરા જનકો સ્વરૂપ ધ્યાવેજી. ટેક.
શીખે ગ્રંથો નવ પાર પમાય;
આશ્રીત જન અંધ મનાય,
અનુભવિ સંતો સત્ય બતાવેજી. ૧.
સ્થુળ સુક્ષમ કારણ મ્હા કારણ, અંતે સબ અળપાય;
જાગ્રત સ્વપ્ન સુષુપ્તી તુર્યા, ભિન્ન સ્વરૂપ કલ્પાય;
શુરા જન એ સ્વરૂપ ધ્યાવેજી. ૨.
મન બુદ્ધી ચિત અહં સમતાં, આપો આપ રહાય;
વિશ્વરૂ તૈજસ પ્રાજ્ઞ નહીં જ્યાં, મત્યગાત્મ ના ત્યાંય;
શૂરા જન તે સ્વરૂપ ધ્યાવેજી. ૩.
પંચ કોશસેં રહીત પદ હૈં, સૂર્ય ચંદ્ર નાહીં જ્યાંય;
નરસિંહ પ્રકાશ તમ નહીં છાજે, અકથ અનુભવ થાય;
શૂરા જનકો સ્વરૂપ ધ્યાવેજી. ૪.

---

## પદ ૩. રાગ એજ.

મુશાફર યા જગકે સબ પ્રાની, સમજ બિન ફિરે બેહાલ;
વિષય મોજમે હોઇ દીવાના, ફસે મોહકી જાલ;
સદ્ગુરૂ બિન કહો કોન છોડાવેજી. ટેક.
મુઢ નર ચલે કદી ન સુચાલ,
અચાનક આવી ગ્રહેશે કાળ,
બહોરી ભવ દુખ માણશે હોજી. ૧.
પામર જીવ બહુત દુખ પાવે, બીન બૂજે કંગાલ;
હૂંપદ ધારી સબેં કછુ હોવે, ખોવે અમુલખ લાલ;
સદ્ગુરૂ બિન કહો કોન છોડાવેજી. ૨.

સ્વર્ગ સુખ આકાશ બતાવે, કો દરશે પાતાળ;
ભર્મ પડે સબકોં ભરમાવે, સુખ પદસેં દે ટાળ;
સદ્‌ગુરૂ બિન કહો કોન છોડાવેજી. ૩.
સત્ય સમજ બિન પડે ફાંસમે, કબહુ ન હોય ખુશાલ;
નરસિંહ સંત મિલે જબ શૂરા, અભય કરે દઈ ઢાલ;
સદ્‌ગુરૂ બિન કહો કોન છોડાવેજી. ૪.

## પદ ૪. રાગ એજ.

અનાદ બસ્તુ કયા કહિયે, કહો સોહી આપ બિચાર;
આદિ પદાર્થ કૈસેં જાનો, બિધ બિધ કહો નિરધાર;
મુજ મન શાન્તી કરો ગુરૂ દાતાજી. ટેક.
હુવા કયા કારન જગ બિસ્તાર,
કહો કર્તાકા હૈં કહાં ઠાર,
જો જાને સો જન દાખવે હોજી. ૧.
કહો નિયમસેં જગ બિસ્તારા, કિસ બિધ હુવા અપાર;
કૈસેં ફિરિ હોય નિસ્તારા, કયા અંતે રહે સાર;
મુજ મન શાન્તી કરો ગુરૂ દાતાજી. ૨.
જપ તપ સાધન યોગ સમાધી, કરત સકળ સંસાર;
ઉનસેં કયા ફળ હોત હૈરે, કયા સમજે સેંપાર;
મુજ મન શાન્તી કરો ગુરૂ દાતાજી. ૩.
અખંડ સુખ કબ હોવે ભાઇ, સોહી કરો ઉપચાર;
નરસિંહ, સંત શોહામણા, નિશદિન રહે ઉદાર;
મુજ મન શાન્તી કરો ગુરૂ દાતાજી. ૪.

## પદ ૧. ગરબી.

સત સંગ જેવું સૂખ નહીં સ્વર્ગમાં જો;

નહીં બ્રહ્મ સત્ય લોક કે ઉપ વર્ગમાં જો. ટેક.
ભૂર ભુવર સ્વર મહરને જન ચહાય છે જો;
સુતળ વિતળ આદી સપ્ત વરણાય છે જો. સત. ૧.
જહાં જાય ત્યાં કાળ કેરો ત્રાસ છે જો;
પુન્ય પુરવારે તો, મૃત્યુ લોકે વાસ છે જો. સત. ૨.
ચૌદ લોક કેરાં સૂખ અળપાય છે જો;
એહેવું પુરાણો વિશે કલ્પાય છે જો. સત. ૩.
સત સંગથી અખંડ સૂખ ઉપજે જો;
નરસિંહને તજી તે અન્ય શૂં ભજેજો. સત. ૪.

---

## પદ ૨. ગરબી.

અલ્યા મોક્ષ માટે શિદને તમે રડવડો જો;
શોધી સદ્‌ગુરૂ સુજાણને શરણે પડો જો. ટેક.
ચારે ધામ માહીં મોક્ષ તો નથી ભર્યો જો;
કોઈ તીર્થ માહીં મોક્ષને નથી ધર્યો જો. અલ્યા. ૧.
એક હરી વિના અન્ય કાંઇ છે નહીં જો;
એવી વાત તો વિસ્તારથી લોકે લહી જો. અલ્યા. ૨.
પાણી પાષાણમાંથી મોક્ષ કદી નહીં મળે જો;
સેવી સદ્‌ગુરૂને મોક્ષ લ્યો, કળે કળે જો. અલ્યા. ૩.
ગુરૂ કૃપાને પુરૂષાર્થ હોય આપણૂં જો;
નરસિંહ ટાળે દૂખ આ જીવો તણૂં જો. અલ્યા. ૪.

---

## પદ ૧. રાગ ગરબી.

સમજ કહું દેહ તણી સારી, વાણી સત્ય જાણજે અધિકારી
સમજ્યે દેહ સફળ થશે ત્હારી. સમજ કહું. ટેક.

અવકાશ વાયૂ અગ્ની કહાવે,
જળ પૃથ્વી સંગ શોહાવે;
તામસ અહંકારથી ઉપજાવે. સમજ કહું. ૧.
વિષય શબ્દ અવકાશનો કહીયે,
સ્પર્શ, રૂપ, રસ, ગંધ એ લહીયે;
નિયમસર પાંચે સમજી રહીયે. સમજ કહું. ૨.
ઇંદ્રી પાંચ જ્ઞાન તણી જાણો,
સાત્વિક અહંકારથી પર્માણો;
કર્મેંદ્રિય રાજસથી નાણો. સમજ કહું. ૩.
શ્રોત્ર, ત્વક, ચક્ષુ, રસના, ઘ્રાણ,
અવકાશાદિ ભૂત નિયમે જાણ;
વિષય ભોગવવા તણી ખાણ. સમજ કહું. ૪.
શ્રોત્રે દિગપાળ, દેવરાજે,
વાયૂ ત્વક, સૂર્ય નેત્ર કાજે;
વરૂણ અન્યે અશ્વિનિ કુમાર ગાજે. સમજ કહું. ૫.
પાદ હસ્ત વાક લિંગ ચારે,
ગુદા પાંચમી ભૂતની હારે;
કામ સહુ દેહ તણાં સારે. સમજ કહું. ૬.
ચલન કર્મ ઇંદ્રી પાદ તણૂં,
હસ્તે લેણ દેણ, વાક વદવા ભણું;
સ્ત્રી સંજોગ—મળ મુત્ર ત્યાગ પણું. સમજ કહું. ૭.
પ્રથમે વિષ્ણુ બીજીએ ઇંદ્ર વાસે,
અગ્ની ત્રીજે, ચોથે બ્રહ્મા ભાસે;
પંચે દેવ મૃત્યૂ પ્રકાશે. સમજ કહું. ૮.
સાત્વિકથી અંતઃકર્ણ ચાર,

મન,, ચીત, બુદ્ધી, અહંકાર;
ચંદ્ર, વિષ્ણુ, બ્રહ્મા, રૂદ્રધાર. સમજ કહું. ૯.
સંકલ્પ, વિકલ્પ કરે મંન,
બુદ્ધી નિશ્ચે કરે ચિત ચિંતવન;
ચોથૂ અભીમાન ધરે તંન. સમજ કહું. ૧૦
રાજસથી પ્રગટયા પંચ પ્રાણ,
દેવદત્ત, ધનંજય, જાણ;
ક્રેકળ કુર્મ, નાગ એ પ્રમાણ. સમજ કહું. ૧૧.
પ્રાણ અપાન, વ્યાન કેહે છે,
સમાન, ઉદાન, જેહેને લેહે છે;
શું કરે, કહું કોણ કયાં રેહે છે. સમજ કહું. ૧૨.
પ્હેલો કરે શ્વાસ હૃદય રહીને,
બીજો ગુદા મળ કહાડે વહીને;
ત્રિજો વાળે સંધી સર્વાંગ જૈને. સમજ કહું. ૧૩.
ચોથો કહું નાભી તણે ખાડે,
અંન રસ નાડી દ્વારાએ પ્હોંચાડે;
સંતુષ્ટ કરી આનંદ પમાડે. સમજ કહું. ૧૪.
પાંચમો રહે કંઠ વિશે જોજો,
હેડકી સ્વપ્નાદી કરે મોજો;
અંનરસ ભિન્ન કરવા તણો ઓજો. સમજ કહું. ૧૫.
અધીભૂત ઈંદ્રી પીડા જાણૂં,
વિષય તેના અધ્યાત્મ પ્રમાણૂં;
દેવો એના અધિ દૈવિક જાણૂં. સમજ કહું. ૧૬.
પંચ ભૂતાદિ તાપ ત્રીવિધ અંતે,
પ્રશ્નોત્તર પૂર્ણ કર્યા ખંતે;
નરસિંહ સત્ય વચન કહ્યાં સંતે. સમજ કહું. ૧૭.

# ઓમ્ શ્રી સચ્ચિદાનંદાય સદ્ગુરવેનમઃ॥

# નરસિંહ વાણી-વિલાસ.

## અંક ૪ (ચોથો).

### પદ ૧. ચાબખા.

ચહે કો મુક્ત સદા થાવારે, કદીએ કુસંગ નહીં ચ્હાવા; ટેક.
બ્રહ્મ તણી ભકતી નહીં ભાવે, લિયે સંસારિ લ્હાવા;
સાધુ કહાવી સ્ત્રીને ભજે, એ ભેખને લજાવારે. ચહે. ૧.
સંસારિ જનની કુથલી કરંતાં, હરિ યશ નહીં ગાવા;
સાચા સાધુની નિંદા કરે, મુર્ખ મનુષ્યને ફસાવા. ચહે. ૨.
સેવકની આધીનતા વેઠે, કરે અધિક દાવા;
ધર્મને બાને ભય બતાવે, પૈસા જમાવારે. ચહે. ૩.
પશૂને આચર્ણે ચાલે, યમપૂરમાં જાવા;
નરસિંહને મન સર્વે બરાબર, નિર્મળ જળ ન્હાવારે. ચહે. ૪.

### પદ. ૧. રાગ કાફી.

થાઓ ધીરા નહીં ધાવૂંરે,
ફોકટ ફૂલી ન ફરવૂં;
સંચય કરો શ્વાસારે,
નીકે તો નિશ્ચે મરવૂં. ટેક.
સ્થુળ, સુક્ષ્મ, કારણ, મ્હાકારણ,
એ ચારે દેહી નીરધાર;
પ્રત્યક્ષ સ્થૂળ, સુક્ષ્મ કંઠ વિશે છે,

હૃદય કારણ વિચાર;
ચોથીનું સ્થાન મુર્દ્ધની રે,
સમજીને નિશ્ચે કરવૂં. થાઓ. ૧.
વૈખરી, મધ્યમા, પશ્યન્તી, પરા,
એ ચારે વાણિ વિસ્તાર;
દેહ નિયમને સ્થાનેથી વિચરે,
અનુભવે વિવીધ પ્રકાર;
મટીને થાશે એકજરે,
દ્રઢતાથી ચિતમાં ધરવૂં. થાઓ. ૨.
જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તી, તુર્યા,
અવસ્થા જાણો ચાર;
વિશ્વાભિમાની નેત્રે જાગ્રતનો,
ભોગ લિયે છે સાર;
તૈજસાભિમાની સ્વપ્નેરે,
જઇને કંઠે ડરવૂં. થાઓ. ૩.
સુષુપ્તી અવસ્થા હૃદય સ્થાને,
પ્રાજ્ઞાભિમાની લિયે ભોગ;
ચોથીને સ્થાને પ્રત્યગાત્માભિમાની,
તુર્યાવસ્થાનો યોગ;
સંક્ષેપે સમજી લેજોરે,
ગુરૂની ગમે ડગ ભરવૂં. થાઓ. ૪.
અંન મય, ને પ્રાણ મય, વળી,
ત્રીજો મનોમય જાણ;
વિજ્ઞાન મય ને આનંદ મય,
એ પંચે કોશ પ્રમાણ;

સમજીને કરો ન્યારારે,
જો હોય ભવથી તરવૂં. થાઓ. ૫.
અંન મય કોશ તે સ્થુળ શરીર,
જેની વૃદ્ધિ અંનથી થાય;
દુર્બળ પુષ્ટાદી શંકા કરંતો,
કોશાત્મા કહેવાય;
સ્વરૂપ એથી ન્યારૂંરે,
સમજવા આદરવૂં. થાઓ. ૬.
ક્ષુધા ત્રષાદી શંકા કરંતો,
પ્રાણ મય કોશ તદાકાર;
પંચ પ્રાણને કર્મેંદ્રિય મળી,
કહ્યું છે નિર્ધાર;
નિજ રૂપ ન્યારૂં લેહેવારે,
ડહાપણ સથ વાપરવૂં. થાઓ. ૭.
એક મનને જ્ઞાનેંદ્રિય મળી,
મનોમય કોશ પ્રમાણ;
સંકલ્પ વિકલ્પાદિ શંકાઓ કરે,
એ આત્મા નહીં નિરવાણ;
સમજીને સત્ય શોધોરે,
આખર એક દિન ખરવૂં. થાઓ. ૮.
પંચ જ્ઞાનેંદ્રિયને બુદ્ધિ ભળતાં,
થાય નિશ્ચય આદિ ભાસ;
વિજ્ઞાનમય એણી વિધ જાણી,
સદા રહો હુલ્લાસ;
અનહદ વસ્તુ વિચારીરે,

અજ્ઞાન તીમીર હરવૂં. થાઓ. ૯.
નિદ્રા અજ્ઞાન તે આનંદમય કહિયે,
જ્યાં નહીં દુગ્ધાનો વાસ;
સંક્ષેપે આ ઉત્તર વર્ણ્યા,
આશ્રય લઈ અવકાશ;
સર્જન સમજી હરખેરે,
પશૂને લાગે વરવૂં. થાઓ. ૧૦.
મનને નિઃસંગી કરો સવેળું,
પદાર્થ પ્રીતી કરો ત્યાગ;
સત્યને શોધો અદ્વૈત લક્ષે,
સદ્ય હોશે વૈરાગ;
તેથી તો જ્ઞાન પામીરે,
આનંદ વીચરવું. થાઓ. ૧૧.
દુર્ગુણ કુસંગનો ત્યાગ કરીને,
કરો સત્ય પુરૂષનો સંગ;
હૃદય શુદ્ધ થઇ, આપે હરખશો,
જ્ઞાન થશેરે અભંગ;
ત્રષ્ણાનો સ્થંભ ત્રુટયેરે,
અજરમાં જઇ જરવૂં. થાઓ. ૧૨.
સદ્દગુરૂને શોધજો પ્રીતે,
તેથી જાશે સઘળા રોગ;
જીવન્મુક્ત સ્હેજે થઇ જાશો,
લેશો નિજાનંદ ભોગ;
નરસિંહ સ્હેજે ટળિયોરે,
ગુરૂનું જ્ઞાન લેઇ ગરવૂં. થાઓ. ૧૩.

**પદ ૧.** રાગ વેળાવળ.

આ જક્ત નથીરે વીરા માહ્યરા,
એ છે બ્રહ્મ વિલાસ;
માયાના ભરમે ભૂલી જઇ,
મિથ્યા ઉપજે છે ત્રાસ. આ જક્ત. ટેક.
જડ પ્રમાણુ આ દેહનૂં,
વળી કહાવે અસત્ય;
(અને) આત્મા તો અવિનાશ છે,
મરે તે કોણુ ગત્ય. આ જક્ત. ૧.
દેહ મરે ન આત્મા મરે,
સમે સ્ફુરણેલિ ઝાળ;
(જેમ) ઉપન્યું તેમ સમી ગયે,
જાણો સંભવ કાળ. આ જક્ત. ૨.
સમન થતાંરે રહે વાંશના,
તેનો લિંગાત્મ થાય;
તે, ચંદ્ર કીર્ણના યોગથી,
અંન મધ્ય પસરાય. આ જક્ત. ૩.
(તે) અંન પુરૂષ ભક્ષાણુ કરે,
જેથી વીર્ય બંધાય;
(તે) વીર્ય રેતના સંયોગથી,
દેહ ગરભે જણાય. આ જક્ત. ૪.
શુભા શુભ કર્મ જે પૂર્વનાં,
ભોગવે ધરી ગાત્ર;
વાંસ ાા મીટે નહીં જ્યાં લગી,
ફરિ ફરે અન્ય પાત્ર. આ જક્ત. ૫.

શુદ્ધ સ્વરૂપ સમજ્યા વિના,
વાંસના નવ ત્રુટે;
એ ઉભય સંયોગ થયા વીના,
આવાગમન ન છૂટે. આ જકત. ૬.
પ્રીત કરીને મ્હારા બંધૂઓ,
કરો યુકતી એ વ્હેલી;
નૃસિંહ ગુરૂ ગમથી કહે,
થાશે આનંદ હેલી. આ જકત. ૭.

---

**પદ ૨.** રાગ ચાલતો.

જીવ શિવમાંરે અંતર નથી, સુણો આણીને ખંત;
અજ્ઞાનીને તો અંતર ઘણો, જાણે વિરલા સંત. ટેક.
અનાદી બ્રહ્મ જાણો સર્વથી, શકતી સહિત પ્રકાશ;
ત્રિગુણ ગર્ભિત માયા વડે, ભાસે જકત ઉજાસ. જીવ. ૧.
વર્ણન જકતોત્પત્તીનૂં, બહુ કહ્યું કેમ જાય;
પાણ, સાગરના પરપોટડા, તેમ જગ આ ભણાય. ૨.
એમ બ્રહ્મ વડેરે જગ ભાસિયૂં, જાણ્યું બ્રહ્મથી ભિન્ન;
સ્વરૂપ ભૂલ્યારે માયા વડે, જેહેની બુદ્ધ થઇ ખિન્ન. ૩.
હરિ એ જગત, જગ એ હરી, જાણો સંત સુજાણ;
દેહી દેવળ દેવ બ્રહ્મ છે, (મિથ્યા) શોધો કાષ્ટ પાષાણ. ૪.
કાષ્ટ પાષાણે માનો દેવને, તો શૂં નથી દેહી માંહે;
સરવ વ્યાપક પરિબ્રહ્મ છે, તો, ભાઇ ભટકો છો કાંહે. ૫.
ધન ગાડ્યૂંરે હોય ઘર વીશે, બાહેર ઢુંડે કયાંસ લાધે;
પ્રફુલ વન છોડી કરી, મૃગ જાય વંન દાધે. ૬.
આપમે શોધોરે આપને, ભટકાણ સહુ મ્હેલી;

પાર પડશો નરસિંહ ભણે, થાશે આનંદ હેલી. ૭.

## પદ ૩. રાગ ચાલતો.

બ્રહ્મ સ્વરૂપ કેમ ઓળખે, જે જન માયાને વળગે;
માલ કુશળ ક્યાં થકી રહે, મ્હેલ મધ્યથી સળગે. ટેક.
માયા વડેરે સૂખ પામીએ, દુખ સુખનો સાથી;
જો સુખ અજાની ઇચ્છા કીધી, તો, ખોયો બ્રહ્મરૂપ હાથી. ૧.
માર પડેરે સુખ દૂખનો, જેથી, જીવપણૂં જાણ્યૂં;
અહંકાર વડે કર્તા થયો, તેથી કર્મ બંધાણૂં. ૨.
ચાર દેહીના પડદા થયા, ચાર અંતઃકર્ણ;
પ્રાણ, કોશ, દશ ઇંદ્રીઓ, એ જાણો આવર્ણ. ૩.
સ્વરૂપ ઉપર પડ બહૂ થયાં, અષ્ટ વીશ પ્રમાણ;
એ વિણ અન્ય સહુ ટાળીને, શેષ સ્વરૂને જાણ. ૪.
સ્વરૂપી સજ્જન સહુ સાંભળો, આંટી મનનીરે મ્હેલી;
નૃસિંહ ગુરૂ ગમથી કહે, થાશે આનંદ હેલી. ૫.

## પદ ૪. રાગ ચાલતો.

દૂખ નથીરે ભાઇ, દેહને, એ તો જડ છે પ્રમાણે;
પિંડ થયોરે પંચ ભુતનો, એ તે દુખ શૂં જાણે. ટેક.
દશ ઇંદ્રીનેરે દુખ નહીં, નહીં દુઃખ મન પ્રાણ;
ચિત બુદ્ધિ કે, અહંકારને, નહિ કોશ ને હાણ. ૧.
વૃત્તિયોનેરે વીરા દુખ નથી, નથી સુખનૂં ભાન;
સુખ દુખનો ભોક્તા એક છે, જે કહિયે અજ્ઞાન. ૨.
શબ્દ ગુણ છે આકાશનો, થાય વાયુને ભળતાં;
ચાર વસ્તુના યોગથી, જોઇએ દીપક બળતાં. ૩.

પ્રકાશ બનેરે સંયોગથી; વીખેરાયે વિલાય;
(તેમ) અનેક ઉપાધી ભળ્યા થકી; યોગ્યા યોગ્ય બોલાય. ૪.
ઉપાધી સમ્યે સઉ દેહની, થાય સબ રૂપ ભાસ;
સૂન્ય રૂપ ભાસે આત્મા, જે, અચળ અવીનાશ. ૫.
અજ્ઞાન વિનાશે કોને દુ:ખ નથી, બોલે બોલણ હારો;
નરસિંહ ધણી તો અલક્ષ છે, નથી, ભેળો ન ન્યારો. ૬.

**પદ ૫.** રાગ ચાલતો.

સ્વરૂપ તુમારા શુદ્ધ હૈં, હમ તુંમ જૂદે નાહીં;
તૂમ હમારે અંતર બસો, હમ હૈં તૂમ માહીં. ટેક.
સારી ખલકમે સોહી રહ્યા, દૂસરા નહિં કોઇ;
સ્થાવર જંગમ સર્વમેં, આપો આપ હૈં સોઈ. ૧.
(જો) આપમેં આપ જોયા નહીં, કૈસેં આનંદ હોઈ;
સદા આનંદ તાકે ઉર બસે, અનુભવ બીજ બોઇ. ૨.
મુક્તિકા દ્વાર હૈં સદ્ગુરૂ, જીને દીઆ ઉપદેશા;
અગમ પંથ દીખલાઇઆ, કીયા જૈસાકા તૈસા. ૩.
લોહ ફેડી પારસ કીઆ, હુવે ગુરૂજી કૃપાળ;
માયા બંધન તોડીઆં, મિટાઇ દુખ જંજાળ. ૪.
ગુરૂ કે ચરનમેં પ્રીતી ધરો, યહ બિનતી હૈં છેલી;
નૃસિંહ ગુરૂ ગમસેં કહેં, હોવે આનંદ હેલી. ૫.

**પદ ૧.** ગરબો.

સુણ શિષ્ય અધિકારીરે, સમજ ત્રીપુટી કેરી,
મનને પર બોધીરે, શ્વાસ ઘેરી ફેરી. ટેક.
શોધીએ ઘટ ભીંતર રે, સ્વરૂપ નીજ જે સારૂં,

અનુભવથી જડશેરે, નિજ પદ છે ન્યારૂં. સુણ. ૧.
જીવ ઇશ્વર કહાવેરે, ત્રીજૂં પદ બ્રહ્મ તણૂં,
ત્વં તતપદ ટળતાંરે, અસી પદ બ્રહ્મ ગણૂં. સુણ. ૨.
એ વિન તો ત્રિપૂટીરે, અવર સઘળી ટાળી,
કર આનંદ હેલીરે, સ્વરૂપ નીજ શુદ્ધ ભાળી. સુણ. ૩.
આતમા અનુભવતાંરે, ત્રિપૂટી જાય ગળી,
ભ્રમ મિથ્યા ભાગીરે, આવૃણ સહુ જાય ટળી. સુણ. ૪.
એક રસ બ્રહ્મ ભાસેરે, સમજ ત્યારે સાચી,
લક્ષ અદ્વૈત રાખીરે, રહો આપે રાચી. સુણ. ૫.
ધ્યેય ધાતા ધ્યાનજરે, કદી નવ ભિન્ન ગણશો,
અનુભવ બીજ વાવોરે, અમર ફળ તો લણશો. સુણ. ૬.
નરસિંહ મન ભાવેરે, અવર સર્વે ખોટૂં,
અખંડ અનાદીરે, અગમ પદ છે મ્હોટૂં. સુણ. ૭.

---

## પદ ૧. ગરબી.

પ્રશ્ન વિચારોરે, સંતો, પૂછુંછું જાણી ગણવંતો. ટેક.

મુજ મન ભ્રાન્તીરે, ભાસે,
નિવારણ થાવા કેરી આશે. પ્રશ્ન ૧.
જગ મિથ્યા કેહેછેરે, તે શું,
હરી એ જગ કેહે છે કૈં એ શું. પ્રશ્ન. ૨.
નિર્ણય નથિ થાતોરે, હૂંથી,
બુદ્ધી બળથી જોયૂં ગૂંથી. પ્રશ્ન. ૩.
જો જગ મિથ્યારે, કહિયે, તો,
હરી એજ જગત કેમ લહિયે. પ્રશ્ન. ૪.
જગત વિનાશીરે, જાણું,

હરિને તો અવિનાશ પ્રમાણું. પ્રશ્ન. ૫.
ન ચાલે કેહેતાંરે, ન્યારા,
વેદ કરે અદ્વૈત વિચારા. પ્રશ્ન. ૬.
જગ છે નહીં એવૂંરે, માનું,
તોપણ દ્રષ્ટ વિશે નહીં છાનું. પ્રશ્ન. ૭.
કો કહે ભ્રાન્તીરે, માનો, તો,
એ આશય દ્વૈતપણાંનો. પ્રશ્ન. ૮.
ભ્રાન્તી કોનીરે, લાગે,
અન્ય પદારથ છે નહીં આગે. પ્રશ્ન. ૯.
બ્રહ્મ વિશે જોરે, ભ્રાન્તી,
કોણ કરે ભ્રાન્તીની શાન્તી. પ્રશ્ન. ૧૦.
અદ્વૈત બતાવેરે, એથી,
નિર્ણય દ્વૈતપણાંનો તેથી. પ્રશ્ન. ૧૧.
જગ રૂપ હરિ ભાસેરે, એવું,
કેહે છે તોપણ મુજ મન તેવું. પ્રશ્ન. ૧૨.
દ્રઢ નથી થાતુંરે, સ્વામી,
દ્રષ્ટા દ્રવ્ય વિશે છે ખામી. પ્રશ્ન. ૧૩.
શંકા ટાળોરે, દાતા,
પ્રશ્ન કરૂ છું જાણી ત્રાતા. પ્રશ્ન. ૧૪.
નરસિંહ દ્રઢતારે, આલો,
પીવા પ્રેમ અજર રસ પ્યાલો. પ્રશ્ન. ૧૫.

---

### પદ ૨. રાગ એજ.

બળતા બોલોરે, શાને, છો પરણ્યા કે ગયા છો જાને;
કે, સાંભળિયૂંરે, કાને, કે પકડેલા છો અભિમાને. ટેક.

પરણ્યા જાણેરે, જેહેવું, અન્ય નહીં જાણે કો એહેવું;
સુખ પરણ્યાનૂરે, કેવું, જાનૈયા શૂં જાણે તેહેવું. ૧.
જાનૈયા કાંઇક રે, જાણે, પણ પરણ્યા સમ તે નવ માણે;
સુણનારા વેદ્યારે, બાણે, અભિમાની તો મિથ્યા તાણે. ૨.
સુખ કંઇ તેનેરે, નાવે, યુક્તી ચાહે કરે મન ભાવે;
લગ્ન કરે તોરે, ફાવે, સાચાં સુખ તો ત્યારે આવે. ૩.
કાંઇ ન વળશેરે, બોલે, મુરખ થાશે તરણાં તોલે;
નરસિંહ હરખેરે, ડોલે, સદ્ગુરૂ નેત્ર પડળ જવ ખોલે. ૪.

---

**પદ ૧.** રાગ મંગળ. અથવા શ્યામ કલ્યાણ.

અષ્ટ અંગ સમાધ્ય કહૂં (૨) જામે,
ચોગિચો દેહ રીબાવે હો. સાધુ. ટેક.
યમ નિયમ આસનકે ભેદા (૨) તો,
સદ્ગુરૂ સોહી દર્શાવે હો. સાધુ. ૧.
પ્રાણાયામ યુક્તી હેં ન્યારી, (૨),
બુજે બિન પાર ન પાવે હો. સાધુ. ૨.
સંધ્યા સમય બ્રાહ્મન જો કરત હેં (૨),
સો, નાશિકા હસ્ત લગાવે હો. સાધુ. ૩.
પ્રાણયમનકા ભેદ ન જાને (૨) સો,
મૂરખકોં સમજાવે હો. સાધુ. ૪.
પ્રત્યાહાર પંચમ અંગ જાનો (૨),
ષષ્ટમ ધારણા કહાવેજે. સાધુ. ૫.
ધ્યાન અરૂ સવિકલ્પ સમાધી (૨) કો,
અનુભેવિ સિદ્ધ કરાવે હો. સાધુ. ૬
નરસિંહ જન્મ મર્ન તબ છૂટે (૨),

નિર્વિકલ્પ સમાધે શોહાવે હો. સાધુ. ૭.



## પદ ૧. ઠુમરી.

જગત જગત સબ જગ જન બરને, જગત ભેદ નહીં પાયારે;
શાસ્ત્ર પુરાન બખાનત બિધબિધ, મૂરખ જન ભરમાયારે. ટેક
કો કહે યહ ભવ કાલ રચાયા, કો કહે કર્મ બનાયારે,
કો કહે યોગ ઉપાવત યોહી, પ્રકૃત રૂપ મનાયારે. ૧.
કો જગ કર્તા બ્રહ્મ કહે, કો, ઇશ્વર કર્તા ગાયારે;
ભિન્ન ભિન્ન મત સબકો બરને, ઇસ બિધ જગ ભટકાયારે. ૨.
યહ ભવ આદિ કહે કોઉ શ્યાને, કબહુ અનાદ બતાયારે;
કોઉ કહે જગ હૈં નહીં ભાઇ, અકળિત ખેલ મચાયારે. ૩.
અનંત ભેદ કહે જગ કારન, બિન સમુજે જગ ધાયારે;
નરસિંહ જગ કર્તા સોહી જાને, સદ્ગુરૂ ચરન સમાયારે. ૪.

---

## ઠુમરી ૨.

કર્તા કર્તા સબકો કહેવે, કર્તા નજર ન આવેરે;
બિન કારન કર્તા નહીં હોવે, તર્ક કરે મન ભાવેરે. ટેક.
કારન કાર્ય રહે સમભાવે, વિવિધ ભાવના ફાવેરે.
કારન સત્ય કહે જન વાકા, કાર્ય અસત્ય ન પાવેરે. ૧.
પર બ્રહ્મ કહે જગકા કર્તા તો, સબહીં અખંડ રહાવેરે;
જગ સાહિત્ય અસત્ય કહે, તો, કર્તા અસત્ય કહાવેરે. ૨.
શ્રષ્ટી અકારન કહત પોકારી, કર્તા કહ્યા ન જાવેરે;
બિન સમુજે બકવાદ કરે જન, મૂરખકો ભરમાવેરે. ૩.
સદ્ગુરૂ સંત મિલેજુ નિરાશી, યહ પદસો સમુજાવેરે;
નરસિંહ સમ દરશી તબ હોવે, હૃદય પ્રપંચ વિલાવેરે. ૪.

૫૬ ૧. રાગ કાફી. (ઓધવજીનાં હારિયાંને રાગે.)

શાણા હો તો ધ્યાન દેજો,
શાણા હો તો ધ્યાન દેજો,
શાણા હો તો ધ્યાન દેજોરે,
સજન કોઇ શાણા હો તો ધ્યાન દેજોરે. ટેક.
શાણા હો તો ધ્યાન દેજો,
ચિત વૃત્તી સ્થિર રાખી રેહેજો;
ના સમજો તો પૂછી લેજોરે. સજન. ૧.
આત્મ સ્વરૂપની અકથ કહાણી,
વર્ણવી શકે શૂં ત્હેને વાણી;
જેમ છે એમ રેહેવું જાણીરે. સજન. ૨.
વેદ વર્ણવતાં થાકયા જેહેને,
અન્ય કથન શું કરશે તેહેને;
સમજાય તો સમજી લેનરે. સજન. ૩.
જે જાણેથી મ્હોટા સુખ આવે,
એ સમ સુખ ન અન્ય કહાવે;
કો દૈવી જનને દીલ ભાવેરે. સજન. ૪.
જંન્મ મર્ણનો ભય મિટાવે,
અનુભવની યુક્તી દર્શાવે;
કોઈ ભેદુ વીના નાહિં ફાવેરે. સજન. ૫.
ગુરૂ ગમ જ્ઞાનની અવળી આંટી,
ન સમજાય તો મર્ણની ઘાટી;
તેથી વાતો રાખિ દાટીરે. સજન. ૬.
મંદ મતીને એ આનંદ નાવે;
નિત્ય ઉઠી જે જડને ધ્યાવે;

હર્ષ શોકે હાડ તાવેરે, સજન. ૭.
પરમ સૂખને તે શૂં જાણે,
બુધ બુડી જેની ઉંડી ખાણે;
મોજ એ નરસિંહ માણેરે. સજન. ૮.

## પદ ૨. રાગ ચાલતો.

અનુભવની વાતો ન્યારી, અનુભવની વાતો ન્યારી,
અનુભવની વાતો ન્યારીરે,
સજન એતો અનુભવનિ વાતો ન્યારીરે. ટેક.
અનુભવની વાતો ન્યારી,
અનુભવીને લાગે પ્યારી;
મુઢ નરને છે અકારીરે. સજન એતો. ૧.
તે જન સ્વાદ શું કહેશે સંભારી,
ચાખ્યું નથી જેણે અમૃતવારી;
જેણે, સેવી જઇને વ્હેરો ખારીરે. સજન એતો. ૨.
ગર્ભવંતીના સુખ દુખ ભારી,
શું સમજે જે વંઝા નારી;
બળે ઊર ઈર્ષા ધારીરે. સજન એતો. ૩.
અન્ય સરવને શાંકર સારી,
ગરધવને પ્રાણ જાવાની બારી;
શેની તેને ખાવા વારીરે. સજન એ તો. ૪.
શીપ ગ્રહે જે અપ વિચારી,
અહિ મુખ જાય તો વિષજ કારી;
ડંખ દેતાં નાખે મારીરે. સજન એતો. ૫.
વાતો એ છે મર્મ કેરી,

દુરીજનથી છે આવેરી;
અધિકારી લેશે ઘેરીરે. સજન એતો. ૬.
જ્ઞાન દિયે તો થાય ખ્વારી,
નરસિંહે જોયૂં નયન પસારી;
કો, પામર સૂં ના કરશો યારીરે. સજન એતો. ૭.

---

**પદ ૧.** રાગ. જંગલાની ઠુમરી.

કોઉ હૈરે શુદ્ધ ઝવેરી, પરખે મેરી, હિરદા કેરી,—કોઉ. ટેક.
એક અદલ સ્હેજપે પ્હોડે, કબહુ ન માન કીસીકા મોડે;
વાં મગન હોય અતિ કોડે, સુરતા ઘેરી. કોઉ. ૧.
નિરંતર સત્ય શબ્દ ઉચ્ચારે, નહિં આપ અરૂ પર ધારે;
ભય દુખ સબહીં દિલસે નિકારે, નિશ દિન ટેરી. કોઉ. ૨.
નહિં જ્યાં સિધ પદકા અભિમાના, લહે જો રંક રાવકું સમાના
લિજે સો સદ્દગુરૂકા પરવાના, મિટે અંધેરી. કોઉ. ૩.
કરકેં સૂખ સ્વરૂપમેં બાસા, છાંડી અન્ય દ્રશ્યકી આશા;
નરસિંહ આપહિં કિયા પ્રકાશા, કાટી ફેરી. કોઉ. ૪.

---

**પદ ૧.** "શેઠ શગાળશા સાધુને સેવે".

એ રાગે ગાવું ત્યારે ટેકની બે ટુક છોડીને ગાવું. અને "બહુચરાજી આજ ભેટયા પ્રેમશું ભરી" એ રાગે ગાવું હોય તો દરેક કડીને છેડે મુકેલી બે ટુક છોડી ગાવું.—

સમજને ખરૂંરે, મુરખ સમજને ખરૂં;
આ સમય રૂડો જાય, મુર્ખ સમજને ખરૂં. ટેક.

—અથવા—

પામર જીવ હુ શૂં કરૂં, એ મિથ્યા લવરી મેલ,

ગુરૂ જ્ઞાનનો સોટો લેઈને, પૂર્વ કર્મને ઠેલ;
યમનો ભય નિવારૂ રે, હોય પુર્ષારથ તારૂં. ૧.
જીવપણું તેં માગ્યું નોતું, નોતું ધાણીસું વેર,
જન્મ સમે તુને ખબર નોતી, જીવ જાણ્યો શી પેર;
માન કહ્યું તું મારૂં રે, દુખ સહુ જાય તારૂં. ૨.
બ્રાહ્મણ ક્ષત્રીય વૈશ્ય નહીં તું, તું નહીં શુદ્ર વિચાર,
ચારે આશ્રમ ત્હારે નહીં, તું જીવનં વિશ્વાધાર;
માને જો વેણ મારૂં રે, મીટે ભવ ભ્રમણ તારૂં. ૩.
તું નહીં સ્વેદજ, અંડજ ઉદ્ભિજ, તું ન જરાયુ જાણ,
તું નહીં રાજા રંક કહાવે, મિથ્યા શી ખેંચાતાણ;
સમજ વચન સારૂં રે, ભુલવણી ભવનું બારૂં. ૪.
જીવ ઇશ્વર તો સત્ચિદ કહિયે, તૂં આનંદ સ્વરૂપ,
નરસિંહ ત્રિપુટી નિજ પદ કેરી, સમજ્યા વિન ભવકૂપ;
માને જો મન તારૂં રે, આનંદી વેણ મારૂં. ૫.

---

### **પદ ૧.** રાગ બિહાગ.

હારે સોહી સુજાના, જગતમેં હારે સોહી સુજાના;
હારહાર રહો સબ કોઈ, પદ હેં એહી નિદાના. ટેક.
ઝગડા કરત રહે જન સારે, ટરત ન કબહુ ગુમાના;
અપ અપની મહતાઈ બખાને, ખાલી હોત હેરાના. જગત૧.
બાદ કરંતે અનંતહુ દેખે, જીત ન હાર બખાના;
હારનહારે રહે કોઈ બિરલે, જીને પદ યહ પહેચાના. ૨.
નમનહાર કૌં ભારી માનો, હરૂવાકૌં ઉડ જાના;
જાશે, હરવા કોહુ ન ચાહે, ભારી પદમેં રહાન. ૩.
જો હાર રહે સોહી જન જીતે, કહત યૌં બેદ પુરાના;

નરસિંહ ચાહે તરન સો હારે, આખીર એહી નિશાના. ૪.

પદ ૧. રાગ (કરાઇ) હલારી.

સ્વપ્ન એક મુને લાધું હો ભાઇરે,
ઘર મૂકી વણજે ચાલ્યોરે;
ચૌદ માળ મેં નગરેરે દીઠા,
તે, જોવાને હરખે હાલ્યોરે. ટેક.
સપ્ત મેડી સ્હેજે, જોઇ ચઢિયોરે,
ભયંકર મૂને ત્યાં ભાસ્યૂંરે;
અનેક ઘાટ જોઇ ભૂલોરે પડિયો,
પણ, કમજ આવ્યો તે ક્યાં નાશૂંરે. સ્વપ્ન એક. ૧.
ભય પામી આઘેરો ચાલ્યોરે,
શિખર સૂધી તો જઇ લાગોરે;
રચના જોઈ અતી આનંદ્યો,
ભર્મ હતો તે સઘળો ભાંગ્યોરે. સ્વપ્ન એક. ૨.
ફરી ઉતરતાં વિપરીત જાણ્યૂંરે,
સીધી સ્હીડી જોઇ હૂં બીધોરે;
ઊતરવાને હામ રહી નહીં,
સર્વ માલ છાંડી દીધોરે. સ્વપ્ન એક. ૩.
સાવધ્ર ભોમિયો તૂર્તજ મળિયોરે,
દયા ત્હેને ઉપની મ્હારીરે;
સીધે રાહે હસ્ત ગ્રહીને ઉતાર્યો,
ઘરનો હતો તે કારભારીરે. સ્વપન એક. ૪.
માલ જો શોધી હવાલે કીધોરે,
તે લેઇ ને મનમાં હર્ખ્યોરે;

હરખ ભેળી તો આંખ્યો ઉઘડી,
સંકટ સહી સહૂ ખેલ પર્ખ્યોરે, સ્વપ્ન એક. ૫.
જાગિને જોયૂં ત્યારે માલ ન દીઠોરે,
બેઠીને ઠામે વ્યોમ વાસ્યૂંરે;
નરસિંહ ગુરૂ ગમે જ્યારે જોયૂં,
જેવૂં હતૂં તેવૂં પ્રકાશ્યુંરે. સ્વપ્ન એક. ૬.

---

**પદ ૨.** રાગ એજ.

એક નિરંજન મુજ મન ભાવેરે,
સમી ઉપાધી અવર ખોટીરે;
ત્રિવેણી તીરમાં સ્નાન કરીને,
નિજ પદની કરૂં કસોટીરે. એક નિરંજન. ટેક.
તીર્થ ધામ અગણિત કહાવેરે,
સર્વ ગુરૂપદમાં દીઠૂંરે;
વિવૃત મન હાવે સ્થિર થઇ બેઠૂં,
નિર્ગુણ પદ લાગે મીઠૂંરે. એક નિરંજન. ૧.
હૂંપણૂં જ્યારે હૂંમાં શોધૂંરે,
હૂં ન જડૂં નહીં તૂં ભાસેરે;
અવિનાશી એક અનુભવે જોતાં,
દ્વૈતા દ્વૈત ન કહેવાસેરે. એક નિરંજન. ૨.
પૃથ્વી ઘેરી બાંધ્યે ઘર નિજ જાણ્યૂંરે,
વિભાગ કિધા વ્યોમને ઘેરીરે;
પડદા તૂટે સળંગજ ભાળો,
ઘર ગયે તો અવની ફેરીરે. એક નિરંજન. ૩.
બીજ વાવી વૃક્ષ અનેક ઉછેરેરે,

વાડ કરી વાડી લેજેરે;
વાડ વછૂટે મેં વૃક્ષજ સૂકે,
ત્યારે, વાડિ નહીં વસુધા દજેરે. એક નિરંજન. ૪.
અનાદિ પદ જ્યારે ગુરૂ ગમે શોધેરે,
સંશય બેળો ભય મેટેરે;
નરસિંહ સદ્દગુરૂ મ્હેરે જાણી,
હેત કરી હરીને ભેટેરે. એક નિરંજન. ૫.

---

**પદ ૩.** રાગ ચાલતો.

ગગન મંડળમાં અધર ઘર કીધૂંરે,
અખંડ શૂં તાળી લાગીરે;
મનડૂં હાવે જઈ હરિમાંરે ભળીયૂં,
આ ભવ ભ્રમણતા તો ભાંગીરે. ગગન મંડળમાં. ટેક
જગરૂપ મીટિને બ્રહ્મરૂપ ભાસેરે,
સંચીત કર્મની રેખ જાગીરે;
પતિના મેળો જ્યારે પ્રેમશૂં કીધો,
અનહદ વેણૂ ત્યાં વાગીરે. ગગન મંડળમાં. ૧.
લાજ મુરજાદા તો સરવે ભૂલીરે,
સંસાર બેડી હાવે ગઇ ત્રૂટીરે;
પરિવાર સરવે નાશજ પામ્યો,
અવીદ્યાની કોઠી ફૂટીરે. ગગન મંડળમાં. ૨.
જ્ઞાનાગ્ની જ્યારે અતિશય ધીકયોરે,
કામ ક્રોધ માંહે પર્જળિયારે;
લોભ મોહ મદ મમતા આદી,
(તેતો) શીખ માગીને સૌ પળિયાંરે. ગગન મંડળમાં. ૩.

ભાવટો ભાંગી પિઉજિનિ સંગેરે,
અખંડ સ્હેજપર હું મ્હાલુંરે;
નરસિંહ સદ્‌ગુરૂ શબ્દ વિચારી,
અનભય માર્ગે હું ચાલુંરે. ગગન મંડળમાં. ૪.

**પદ ૪.** રાગ ચાલતો.

ઉલટો ખેલ મુને ભાસ્યો ભાઈરે,
સમજ્યા પૂઠે લાગે મીઠેરે;
દિવસ સમે અંધારૂં ભાળ્યું,
રાત્ર વિશે દહાડો દીઠેરે. ઉલટો ખેલ. ટેક.
મત્સ્ય જ્યારે ગગનમાં હાલ્યાંરે,
ખગ સહુ ભય પામી ભાગ્યારે;
અજાએ ફાળ જ્યારે બળમાં દીધી,
સિંહ ડરી કંપવા લાગ્યારે. ઉલટો ખેલ. ૧.
ઘરવાસી જંગલમાં વસિયારે,
જંગલ તણાં જઈ ઘર પેંઠારે;
કાયર તો જઈ રણમાંરે વઢિયા,
શૂરા સર્વ સંતાઈ બેઠારે. ઉલટો ખેલ. ૨.
અંગ રહીત કર્મ કરંતો ભાસેરે,
સર્પને તો મેંડકે ગળિયારે;
મગરે વાસ ગગનમાં કીધો,
નરસિંહ ખેલ અકળ કળિયોરે. ઉલટો ખેલ. ૩.

**પદ ૧.** રાગ પરજ.

(શેઠ શગાળશા સાધુને સેવે. એ રાગ.)
પિઉનાં સુખમાં બૂડીરે, હવે કોઈ નવ કહે કૂડીરે. ટેક.

સ્વામી શું મ્હારે પ્રીત બંધાણી, ભાંગ્યૂં શોકનૂં સાલ.
આનંદ કરિયે એકાંત શૂં, આ જગમાં થઇ હૂં ન્યાલ. પિઉ ૧
શોક તણૂં ત્યારે જોર હતૂં, (જ્યારે) તેનાં સંબંધીની હતી
ઓથ.
(હવે) મારાં સગાં સાવધાન થયાં, એહનાં પડિયાં જાણે રાણ
લોથ. પિઉ. ૧.
કોઇક વેળા સગાં શોકનાં, આવી બતાવે શૂર;
ગુરૂ ઉપદેશનાં શસ્ત્ર વડે, મ્હારો બંધુ કરે છે ચૂર. પિઉ. ૩.
વિયોગ હવે મુને ઘડિ નથિ થાતો, સદા રહે છે હજૂર;
દૂખ તો સઘળાં દૂર પળાયાં, સૂખ થયૂં ભરપૂર. પિઉ. ૪.
લાજ શરમ હૂં છાંડી કરીને, મ્હાલું પિઉને ઉછંગ;
નરસિંહ સદ્ગુરૂ સંગ મળંતાં, સફળ થયૂં મુજ અંગ. ૫.

## પદ ૭. ગરબી.

અંતરગતનીરે વાતો, કહેતાં વીતે દિવસને રાતો,
વિધવિધ ભાળીરે ભાતો, હર્ષ નથી મનમાંહિ સમાતો. ટેક.
મહિયર શોહાગ્રીરે જ્યારે, અંતર મુજ બળતૂંતૂં ત્યારે,
પિઉનાં સુખથીરે ક્યારે, નિરંતર આનંદ થાશે મારે. ૧.
જવ વય મ્હારીરે વાધી, ભાળ પરણવા કેરી લાધી,
પ્હોર એક પ્હેલોરે સાધી, શબ્દ સંદેશે પ્રીતો બાંધી. ૨.
મહિયરની માયારે જૂઠી, જાણી સ્વામી ઘર ગઇ રૂઠી,
અંતર અગ્નીરે ઊઠી, બાળ્યૂં શોક તણૂં વન ત્રૂઠી. ૩.
પતિ સુખ લ્હેતાંરે સારૂં, મન ઠરતૂંતું ત્યાં જઇ મ્હારૂં,
અવર સુખ, લાગેરે ખારૂં, અખંડ રહેશે એમજ ધારૂં. ૪.
સ્વામિનિ પ્રીતેરે રાચી, અન્ય પ્રીત મે જાણી કાચી,

સંગ સુખ લેતીરે જાચી, ભૂલ ભરી પાગ લાગી સાચી. ૫.
જેમ જેમ રજનીરે જાતી, તેમ તેમ હઇડે હું હરખાતી,
પિઉના રંગમાંરે માતી, અટલ હશે આ એમજ રહાતી. ૬.
રજની સઘળીરે વીતી, ઉગ્યો સૂરને જાગી અચીતી,
નરસિંહ એવીરે રીતી, રાત્ર વિશે રહી પતિની પ્રીતી. ૭.

---

## ૫૬ ૨. રાગ ચાલતો.

સ્વપ્નું દીઠૂંરે એહેવું, અણજાણ્યે તે સાચા જેવું,
વર્ણિ કઇ પેરરે કેહેવું, સમજી અંતર મુન્યજ રેહેવું. ટેક.
ભડકે બળતૂંરે જોયું, જિવનતણૂં સુખ મનથી ખોયૂં,
ખંડિત જાણીરે રોયું, બળતું બૂજવવા ચિત પ્રોયું. ૧.
જેમ જેમ છાંટયૂંરે હેતે, તેમ તેમ જાઝે વેગે ચેતે,
પાર ન આવેરે કેહેતે, પૂરણ વધિયું રેહેતે રેહેતે. ૨.
મંદિરિયે આવીરે પેઠું, તાપ અધિક તે હું કેમ વેઠું,
ન્યારૂં થઇનેરે બેઠું, ત્યારે હારી ઠરીઉં હેઠું. ૩.
જુળનો અગ્નીરે આવ્યો, અપાર સિંધુ ત્યાં વરસાવ્યો.
અધિકો મનનેરે ભાવ્યો, ઉપજેલાને તુર્ત સમાવ્યો. ૪.
સરવે સમતારે દીઠું, લાગ્યૂં એક અખંડિત મીઠું,
સમજી ખાલીરે ડીઠું, જાણ્યૂં એક અનાદ અનીઠું. ૫.
બળતું જેણેરે પીધું, તેને જાણી અતિ સુખ લીધું,
કરવુંતૂં તેરે કીધું, ત્યારે સઘળું કારજ સીધ્યું. ૬.
સ્વપ્નું સમિયૂંરે સજની, ઉગ્યો સુર ને વીતી રજની,
સંગતી કીધીરે ધ્રજની, ભીતિ નહીં હરિ હરકે અજની. ૭.
નિજ રસ રંગેરે મ્હાલે, ત્યારે અનભય મારગ ઝાલે,
નરસિંહ ચિતવીરે ચાલે, તેને એ રસ હેતે વ્હાલે. ૮.

## પદ ૧. રાગ હલારી.

હે અનાદ અપરમપારા, હેજીરે, હેજી,
કોઉ બિરલે આપ નિહારા. સંતો. ટેક.
નિરાધાર પામર થૈ પ્રાણી, ભજે બ્રહ્મ કરતારા; હેજી,
કરતા બ્રહ્મ નહીં કો માને, સદા, કહત હેં ન્યારા, હે સંતો ૧.
ન્યારા નહીં ભેદ યોં કહેવે, સબમેં એક પસારા; હેજી,
પસારા એક બ્રહ્મકા માને, દ્વૈત કહાંસેં બિચારા, હે સંતો. ૨.
બિચાર કરકે ધ્યાની તાકત, ત્રિકુટિ મ્હેલ ઝલકારા; હેજી,
ઝલકારા હેં કૌન જોતકા, ઉનકા નહીં નિવારા. હે સંતો. ૩.
નહીં નિવારા બિન અનુભવસેં, માનત જમકા મારા; હેજી.
મારા જનમ મરનકા ભારી, કોણ ઝીતા કોણ હારા. હે. ૪.
મહા પ્રલયમેં સબકો બરને, પંચ તત્વ નિસ્તારા; હેજી.
ચાર તત્વ આકાશ સમાવે, કહાં ગયા નભ સારા, હે. ૫.
એસે પ્રથવી નાશ ભઇ તબ, કહા રહે એહિ ઠારા; હેજી,
ઐસેં તર્ક અનેક કહાવેં, એક એકકી લાહારા. હે સંતો. ૬.
જીવ કહી પર બોધે જ્ઞાની, અધિક કરે બિસ્તારા; હેજી,
કોઉ કહે નહીં જીવ બ્રહ્મ હેં, એસા ભિન્ન પ્રકારા. હે. ૭.
જૈસેં એક કૂપકા જલસોં. સમે ઉપાધિ મોઝારા; હેજી,
આદિ સ્વાદ પલટકે હોવે, મિષ્ટ, કટુ, અરૂ ખારા. હે. ૮.
સદ્ગુરૂ ખોજ કરેં ઘટ ભીતર, દરશે એકાકારા; હેજી,
મિટે બાદ સબ બિબિધ ભાતકે, દ્વૈત પણાં જબ ટારા. હે.૯.
અજ્ઞાન દુઃખકા કારન હેં, જ્ઞાને સુખી સંસારાં; હેજી.
નરસિંહ સદ્ગુરૂ મોજ હોય તબ, અખંડ આનંદ ધારા.હે૧૦.

**પદ ૧.** રાગ મેવાડો.

બેપિયો ને આવ્યોરે, સખી મારા દેશનોરે;
લાવ્યો લાવ્યો આણા કેરી વાત,
પિઊનો મેળાવોરે, થાવા મુને હોંસ છેરે,
રંગે રમતાં નિરગમશૂં દિન રાત. બેપિયો. ટેક.
સ્વામીને સંયોગેરે, સુખ સહૂં સાંપડેરે;
અહેવી, વાતો સુણતી હતી હંમેશ,
તે, સુખ અનુભવવારે, સમો આવ્યો ઢૂંકડોરે,
જાણ્યું હવે સમશે સઘળા કલેશ. બેપિયો ૧.
સાસરિયે શોહાતાંરે, મહિયરિયાંને વીસરીરે;
નાવલિયાને નિરખ્યો સહિ નિર્દોષ,
સમય સમયનાંરે, સૂખ જોઇ રાચતીરે,
આણદિઠા સુણતી વાથંત્ર ઘોષ. બેપિયો. ૨.
ધીરે ધિરે જાણ્યૂંરે, સુખમાં તો સાલ છેરે;
સાસુ નાણદિ દીસે જાજ્વલમાન,
પતી–સુખનાં દ્વેશીરે, આવી કરમે અડયાંરે,
ક્ષણુ ક્ષણુએ ખંડન કરતાં માન. બેપિયો. ૩.
દિવસ ઉગતોરે, લાગે અળખામણોરે;
બેશી હું તો નિર્ખું નિશાની વાટ,
સખી અનુભવતાંરે, સુખ જોયૂં રાતમાંરે,
રજનિ વિતે સુખનો વળતો દાટ. બેપિયો. ૪.
ઉભય અવુલોકીરે, હવે હારી રહીરે;
સુખ દુખ બે ભ્રાન્તી ટળી નિરધાર,
સાસરિયું મહિયરિયૂંરે, સમ્યું દિન રાતમાંરે;
જાણ્યું સુખ સાધન આપ વિચાર. બેપિયો. ૫.

અંતરગતે જોતાંરે, પિયૂ પત્ની ટળીરે;
ત્યારે લિધો નિજાનંદ સુખનો લાભ,
નૃસિંહ ત્યારાં રહિનેરે નિજ પદે માણુશૂરે,
ભૂમી છાંડી રહિશું જઇને આભ. ખેપિયો. ૬.

**પદ ૧.** રાગ સોરઠ—ચાલ પ્રબંધની.

નૃસિંહ કેરૂં ધ્યાન ધરી લીજે,
એ સદ્ગુરૂ કેરૂં શર્ણું ગૃહી લીજે,
જેથિ દુખ સમુહ જાયે, જેથી પાપ પ્રળય થાય, જેથી સ્વરૂપમાં શોહાય, ઉપાય એજ કીજે કીજે. નૃસિંહ. ટેક.
ખરે એ સમાન અન્ય કો ન ઝાંખૂં,
કરી સ્માણ નિત્ય ચર્ણ ચિત્ત રાખૂં,
ગૃહી શર્ણ જન્મ માર્ણ વારી નાખૂં, સત્ય જાણી,
સત્ય જાણિ એ વચંન, કે દિન દિન્ન, ધરી મંન, ગાળિ તંન,
ખરચિ ધંન, ચાહે વંન, કે સદંન, રહિ ગગંન, સર્વ જંન,
તજી અન્ય, એ રસ પીજે પીજે. નૃસિંહ. ૧.
નૃસિંહ શબ્દ કેરો અર્થ લહીએ,
પુરૂષ માંહીં ઉત્તમ તેને કહીએ,
વળિ સંતને પણ ઉપમા એજ દૈએ, નિઃસંદેહએ,
નિઃસંદેહએ, સમર્થ, સારે અર્થ, કરિ કૃતાર્થ, થાય સાર્થ, નહિં સ્વાર્થ, પણ પર્માર્થ, બિજા વ્યર્થ, લેઇ ગર્થ, કરે અનર્થ
એવા ધુર્ત થકી બીહિજે બ્હીજે. નૃસિંહ. ૨.
બ્રહ્મ વીદ એજ બ્રહ્મ વેદ કહે છે.
સમજી એમ ગુરૂ ચર્ણ ચિત્ત રહે છે,
ધર્મ અર્થ કામ મોક્ષ ગુરૂ દે છે, ગુરૂ બ્રહ્મ એ,

ગુરૂ બ્રહ્મ એજ સંત, ને મહંત, છે અનંત, કહું ધિમંત, તે શ્રીમંત, કળાવંત, નહીં અંત, જયાં ગુઝંત, ત્યાં જઇ જંત, ધરિ ખંત, દિલ દીજે દીજે, નૃસિંહ. ૩.

આત્મજ્ઞાન વિના અન્ય ના બતાવે,
એવા ગુરૂ શર્ણ જાવું શિષ્ય દાવે,
અમૃત રૂપ વેણ શ્રવણ કરી ભાવે, ધરિ પ્રેમ પૂર્ણ,
ધરિ પ્રેમ પુર્ણ પત્ત, તજી મત્ત, કરી રત્ત, કહૂં સત્ત, પૂર્વ દત્ત, યા સુકૃત્ત,—નિ હોય છત્ત, તો અલબત્ત, ઉંચિ ગત્ત, થવા નૃત્ત, કર્યે રીજે રીજે. નૃસિંહ. ૪.

વિના જ્ઞાન કદિ મુક્ત નવ હોય,
કરે પુન્ય દાન તિર્થ, મન મ્હોય,
ભણે શાસ્ત્ર ગ્રંથ રાજ્ય પદ શ્હોય, તોપણ વિના,
તોપણ વિના લહે મર્મ, કરે કર્મ, ચુંથે ચર્મ, પાળે ધર્મ, વધે ભર્મ, નહિં નર્મ, રહે ગર્મ, નાવે શર્મ, તો સુખ પર્મ, રહે નૃસિંહ, પદ ત્રીજે ત્રીજે. નૃસિંહ. ૫.

---

**પદ ૨.** રાગ ચાલતો.

સચ્ચિદાનંદ સ્વરૂપ નિજ લહીએ,
એ વિન અવર નાહીં, જુવે લોક ચોદ માંહીં,
એ વિન અન્ય નહીં કયાંહીં,
જાણિને મુન્ય રહિયે રહિયે. સચ્ચિદાનંદ. ટેક.
ફરી ફરી શીદ ભ્રાન્તિ માંહિ ભૂલે,
ઉંચૂં પદ મ્હેલી મિથ્યા શિદ ડૂલે,
કર્મ કરિ કરી શું ગર્વ ધરી ફૂલે, ભટકિ મરશો,
ભટકિ મરશો, કહ્યું માન, ધરી કાન, કરી સ્નાન, વૃત્તદાન,

તણું ભાન, તજી તાન, ગુણ ગાન, આણિ શાન, ધરિ ધ્યા-
ન, ગૃહી જ્ઞાન, ખાનપાન,—નાં તોફાન, સદા દહિયે દહિયે.
સચ્ચિદાનંદ. ૧.

જ્ઞાન ગૃહ્યા વિના દુઃખ અંત નાવે,
અન્ય ઉપાયો કર્યે તો નવ ફાવે,
મુળ તારૂં તું તપાસ જો મન ભાવે, સમજ શાનમાં,
સમજ શાનમાં, વિચાર, વારંવાર, શુદ્ધ સાર, હૃદય ધાર,
નહિંતો માર, યમ દ્વાર, ખાતાં પાર, નાવે યાર, થશે ખ્વા
ર, કરિ પોકાર, થૈ બેજાર, બહૂ ઠાર, ભાર વહિયે વહિયે.
સચ્ચિદાનંદ. ૨.

ત્રષ્ણા ત્યાગા વિના યશ તારો જાશે,
માર્યો જઇશ જો, બંધેશ આશા પાશે,
સત્ય સમજ વિના ખરે ખત્તા ખાશે, નહિં નિર્ભય,
નહિં નિર્ભય, તો થવાય, કસે કાય, પાળે ગાય, જંગલ જા-
ય, તીર્થ ન્હાય, માળા સ્હાય, નહીં ખાય, ભખે વાય, તોયે
રાય, મહી માય,—ની ઇચ્છાય, ધરી ધાય, કરે હાય, તો સદા
ય, ધિઃક કહિયે કહિયે. સચ્ચિદાનંદ. ૩.

હુંપદ મ્હેલ કહૂં વેણ સાચે સાચૂં,
ઠર્યું ન મંન ત્યાંહાં લગી સર્વ કાચૂં,
કહયું માનજે હું વેણ એક જાચૂં, નરસિંહ શર્ણ,
નરસિંહ શર્ણ, ચાલ ધરી વ્હાલ, પગ પખાલ, પલ્લો ઝાલ,
ટાળિ સાલ, દિયે માલ, તુંને હાલ, કરે ન્યાલ, જ્ઞાન ઢાલ,
દે વિશાલ, નહીંતો કાલ, જવે તાલ, થૈ બેહાલ, દુઃખ સહિયે
સહિયે. સચ્ચિદાનંદ. ૪.

---

**પદ ૧.** રાગ પ્રભાત.

મર્ણનો ભય હવે, શૂં ધરે વીર, જો,
જીવતાં મરિશ તો ન્યાલ થાશે;
અંતના સમયને યાદમાં આણિને,
નામ જે વૃત્તિયો એજ પાશે. ટેક.
સૂર્યનાં સ્થાનમાં રાત્ર નાવે કદી,
જ્ઞાન ત્યાં નાહિં અજ્ઞાન આવે;
જ્ઞાન અજ્ઞાનની અવધ્ય છોડી અલ્યા,
જાય વિજ્ઞાનમાં તોજ ફાવે. મર્ણ. ૧.
એ, ત્રાણની તાણનૂં જાણ પણ ટાળિને,
આપ સર્વત્ર ભરપૂર હોશે;
કાર્ય કારણ અને કરણ કરતા ક્રિયા,
કૃત્ય અકૃત્યનો ભર્મ ખોશે. મર્ણ. ૨.
ધ્યાન ને ધ્યેય પછી કયાંજ રેહેશે અલ્યા,
નાહિં ધ્યાતા તણું મૂળ જયારે;
સ્ફુર્ણથી દશ દિશે અવધ વિણ તૂંજ છે,
સ્ફુર્ણતો નહિં સમૂ છે વિચારે. મર્ણ. ૩.
સ્ફુર્ણનો અંતને મધ્ય સર્વત્ર તું,
ફરિ ફરી શીદ ચમકાટ આણે;
અન્ય કો નાહિં તો તૂંજ નિશ્ચે થયો,
(પાઠ) મોજ એ વીરલા કોઇ માણે. મર્ણ. ૪.
ઉપદેશ ત્યાં તૂં અને અનુભવે હું રહ્યો,
અન્યથા દ્વૈતની વાત નાહીં;
નૃસિંહ તો દ્રઢપણે અણછતું એ વદ,
ખોળતાં તો જડે નાહિં કયાંહીં. મર્ણ. ૫.

---

## પદ ૧. રાગ બિલાવર.

ગૂરૂ બચન ચિત ધરના, અન્ય કછુ નાહીં કરના,
નાંહીં કરનારે, ગૂરૂ બચન ચિત ધરના, અન્ય. ટેક.
ભટક ભટક મે ભયા હું બેઝારા,
વિષય ભોગ લગે સબ ખારા,
નાહીં મિલ્યા કોઉ તારન હારારે, આખિર હૈ ખરના, (૨)૧
જો જો મિલે સો, ધન ધૂતારે,
બાત કરે જૈસે તોતારે,
સો કહો કૈસેં પાર ઉતારેરે, ના સમુજે તરના, (૨) ગુરૂ. ૨.
બહોત બખેડા અબતક કીના,
પર્માનંદ સુખ કબહુ ન લીના,
કહો કબ તક રહેવેગા જીનારે, અબ ક્યોં નાંહીં ડરના, (૨)૩.
ઢૂંઢત ઢૂંઢત ચરનમે આયા,
સદ્દગુરૂ મિલતહિ ભેદ બતાયા,
નરસિંહ નિજ પદ મેંહિ સમાયારે, નહિ જીના મરના,(૨)૪.

## પદ ૨. રાગ ચાલતો.

જ્ઞાન ગર્ક હોઇ રહેના, ગૂરૂ ગુરૂ મૂખ કહેના,
મુખ કહેનારે, જ્ઞાન ગર્ક હોઇ રહેના, ગૂરૂ. ટેક.
સદ્દગુરૂ મ્હેરસેં પદ યહ પાવે,
નિરંતર જો ગુરૂ ધ્યાન લગાવે,
સુર્ત અખંડ ગુરૂમેં રહાવેંરે, તબ હોવે ચેના, (૨) જ્ઞાન. ૧.
સદ્દગુરૂ મારકેં ફેર જીવાવેં,
અગમ ઘાટસેં ઘટપેં ચઢાવેં,
દુખ સુખ સમ સમ કરકેં પીવાવેંરે, સો સબહીં સહેના,(૨)૨

ઐસે સદ્‌ગુરૂકોં કહા કીજે,
તુલ્ય નહીં જોજો કછુ લીજે,
તન મન ધન દેઇ શર્ણ ગૃહીજેરે, મિટ જાવે વહેના, (૨) ૩.
જબ અનુભવ ઘર સહજહિં પાયા,
યહ દુખરૂપ જગ નજર ન આયા,
આપહીં આપ બિચાર સમાયારે, બકાત નહીં દેના, (૨) ૪.
જ્ઞાન હુવેકા એહિ નિશાનાં,
દ્વૈત ભાવ કબહૂ નહિં માનાં,
નરસિંહ આપ અચલ પહેચાનારે, અબ કહો કયા લેના,
કયા લેનારે, જ્ઞાન ગર્ક હોઇ રહેના, ગૂરૂ. ૫.

---

**પદ ૩.** રાગ ચાલતો.

મૈ મેરા પહેચાના,—અબ કયા ડર જાના,
કયા ડર જાનારે, મૈ મેરા પહેચાના, અબ. ટેક.
અબ નહિં ભૂત ભવિષ્યકી ભ્રાન્તી,
ફિર ગઇ અગમ જોતિસેં કાન્તી,
રોમ રોમ જબ હો ગઇ શાન્તીરે,
બહોરી નહીં આના, નહીં આનારે, મૈ મેરા પહેચાના. ૧.
નહિં જ્યાં દ્વૈતા દ્વૈત કહાઇ,
નહિં જ્યાં ભાવાભાવ લહાઇ,
રાગ દ્વેશ કબહૂ ન રહાઇરે,
ઉડીઆં સબ થાંના, સબ થાંનારે, મૈ મેરા. ૨.
અબ નહિં કાલ કર્મકી મેખા,
નહિં આશ્રમ અભિમાન ન ભેખા,
સમયહ નિજમય દ્રઢ કરિ દેખારે,

તબ નહીં ઘે ધ્યાના, નહિં ઘે ધ્યાનારે, મૈ મેરા. ૩.
મિટ ગયા જન્મ મરન જગ સંગા,
ઉજડ દેશ હોય નહીં દંગા,
નરસિંહ અટલ દિયાહૈં અડંગારે,
એ સદ્ગુરૂ શાંના, એહેં ગુરૂ સાનારે, મૈ મેરા. ૪.

**પદ ૪.** રાગ ચાલતો.

ક્યા જાને ઔરનકી, તજી જાને નિજ મનકી,
નિજ મનકીરે, ક્યા જાને ઔરનકી, તજી. ટેક.
મિટ ગયા ચૌદ લોકકા ધોકા,
અબ નહીં જન્મ મર્નકા મોકા,
મન સંકલ્પ અચલ કર રોકારે, ખબર ન આ તનકી, (૨)૧.
નિત્ય મૂક્ત સ્વરૂપ નિજ પાયા,
મિથ્યાવત તબ મેંહી સમાયા,
અજન્મામૃત આપ કહાયારે, જ્ઞાતી ચીદ ઘનકી, (૨) ક્યા. ૨
સુખ દુખ ભ્રાન્તી કબહુ ન હોઇ,
રાગઅરૂ દ્વેશ રહિત પદ સોઇ,
શાન્ત સ્વરૂપમેં સુરત પરોઇરે, આસન ચિતવનકી, (૨). ૩.
નહિં જ્યાં કોઉ ગયા નહિં આયા,
આપોઆપ અટલ હો રહાયા,
નરસિંહ બીરલે નિશાન ઉડાયારે, છોડી અહંપનકી,–
અહંપનકીરે, ક્યા જાને ઔરનકી, તજી. ૪.

**પદ ૧.** રાગ હલારી. (સોરઠ મ્હલાર).

અનુભવિસેં દુખ દૂરા, હેજીરે, હેજી;

જીને કિયા કલેશકા ચૂરારે, સંતો. ટેક.
મહિમા જિવ ઇશ્વર કો જાન્યો, સૂખ ભયો ભર પૂરા, હેજી;
દોપદ યહ મેરેમે નાહીં, જ્યાં, અખંડ બરશે નૂરા, હેસંતો.૧
નહીં જક્ત નહિં જગ કર્તા, જ્યાં, પૂર્ણ સદા ન અધૂરા,હેજી;
નહી સેવક અરૂ નહીં સ્વામી, ત્યાં, આપો આપ હજૂરા, ૨.
વ્યષ્ટી ભાવ નહીં જા ઘટમે, નાહિં સમષ્ટી બિચારા, હેજી
સમ સર્વત્ર રહે અદ્વૈતા, વાં નહીં દ્વૈત પ્રકારા, હે સંતો. ૩.
કાહુ આયા ન ગયા કાહુ માનો, પ્રપંચ ખેલ અપારા, હેજી;
કોન રચે કહો કોન ઉથાપે, નિરભય પદ જીને ધારા હે. ૪.
એહી નિશાન સેહેલ નહીં યારો, જાઇ અડે કોઉ શૂરા, હેજી;
નરસિંહ કામ નહીં કાયરકો, ભગે સુની રણ તૂરા, હેસંતો.૫.

## લાવણી.

જ્ઞાન વિના હે યાર, નથી કંઇ સાર, જુઓ આ જગમે;
માર્ણ ન છોડે કદી થયું લગભગમે.
સતસંગ વિના નહીં કોય, નિજાનંદ પામી મ્હોય,
વળી મોક્ષ કદી ના હોય, જે જીવ પણે જઇ જોય, દુખમાં
રોય, ભ્રમે જઇ ખગમે. માર્ણ. ૧.
તે ફરિ ફરિ સહે યમ માર, ન આવે પાર, વિચારો ભાઇ,
શિદ મોહ ધરીને મરે, આપ વિષ ખાઇ.
અંતરથી ટળે અજ્ઞાન, તત્ર થાય સ્વરૂપનું ભાન,
ત્યાં નહીં ધ્યે ધ્યાતા ધ્યાન, કોઇ વિરલા ધરતા કાન, તજી
અભિમાન, કહું આ જગમેં. માર્ણ. ૨.
ચહે તરવું તો મન જીત, કહું ખચિત્ત વિચારી આ જે, સ-
મય થયો આખરી, હજી ના લાજે.

જગમાં જીત્યો તે જંન, અરપ્યું સદ્ગુરૂને તંન, ગ્રહી આત્મ રૂપી ધંન, નહીં ઇચ્છે સ્વર્ગ સદંન, સદાય મગંન, રોગ નહીં રગમે. ૩.

એ અનુભવિ કેરી શાન, સમજ નાદાન, હૃદયમાં ધારી, ફરિ ફરિ નાવે કદી, મનુષ દેહ વારી.

જે સમજ્યા તેને સૂખ, સમિયાં જેહેનાં સહુ દૂખ, ભાંગી ગઇ તેની ભૂખ, નરસિંહ ધંન તેનું મૂખ, સુધારી કૂખ, રામ રહે દ્રગમેં, જે રહે સદૈવ ખુશાલ, જ્ઞાન અડગમેં. માર્ગ ૪.

---

**ગઝલ.** (કોન હો મિયાં કહાંકે હો- એવાં
એક પદનાં ઉત્તરરૂપ નીચેનું પદ છે.)

મિયાં, સુનલો તુમ, હમ કૈસેં હૈં, હમ જૈસે કે તૈસેં હૈં. ટેક.
નહિં આયે કહુ નહીં જાઇંગે, તુમ મત સોચ કરો હરદમ,
નહીંકો ભેજન હાર હમે હે, આપેં ખુદા હૈં હરદમ દમ,
આદિ અનાદ ઐસેં હૈં—મિયાં સુનલો. ૧.
હમ નહીં લાયે કછુ નહીં ખોયાહૈં, નહીં હસતે નહીં રોતેહૈં,
માયાકે ઘરમેં ઘુસ ગયે, સો, ઉલટ સુલટ યું જોતેહૈં,
જોતેહૈં સોતો નહીં સેહૈ. મિયા સુનલો. ૨.
હમ નહીં હિંદુ નહીં મુસલમાન, નહીં ફકીરકા હૈ નિશાન,
નહીં હમકૌં સંસારી જાન, જ્યાં નહીં ધ્યે ધ્યાતા ધ્યાન માન
કોહુ કયા જાને હમ જૈસે હૈં. મિયાં સુનલો. ૩.
નહીં સીપાઇ, સોદાગર હમ નહીં, નહીં સીધે નહીં બાંકેહૈ,
તુમ હમસેં ઔર નહીં જાનો, નહીં ગામ ઠામ હમ ક્યાંકે હૈં,
જબસેં હૈં તબસેં વૈસેં હૈં. મિયા સુન લો. ૪.
નહીં ચાર દીશા અરૂ ચાર કોન, નહીંજુમીનનહીંઆસમાન

સઅહીં ઠોર હમહૈ નિદાન, નરસિંહ બાત યહ ધરલે કાન,
અબ નહીં બુજે સો મ્હૈસેં હૈં. મિયાં સુનલો. ૫.

## ગઝલ ૨.

દખો જગત કાલકા ચારાહૈં, યૌં કહત સકલ સંસારાહૈં. ટેક.
અદ્ભુત ખેલ મચા હૈં યારો, જડ ચૈતન બિસ્તારા હૈં;
નહીં કર્તાકા ઠોર ઠામ કછુ, બિનહિ બિચાર અપારા હૈં. ૧.
નહીં ચેતન નહીં જડ કહું જાવે, કોન કાલકા આહારા હૈં;
કાલ રહતહૈ કોન સ્થાનમેં, કહો કો સરજનહારાહૈ. ૨.
કો કહે કાલ રહે ઘટમાંહીં, કો કહે સોતો ન્યારા હૈં;
કોહુ ન જાને રૂપ કાળકા, બિન સમજે ભય ડારા હૈં ૩.
સ્વાદ રૂપ જગકા કહો ભાઇ, યા મીઠા યા ખારા હૈં;
કહાં તક હદ મર્યાદા જગકી, શ્વેત પીત વા કારા હૈં. ૪.
જ્ઞાન વિના ભટકે બોહોતેરે, અંતર કબહુ ન ઠારા હૈં;
નરસિંહ સંત ચરન જીન પાયા, ભવ કાલ ભરમ તિનટારાહૈ.

## પદ ૧. રાગ ભૈરવી.

બચન સમજ લો હમાર, સજન કોહુરે, બચન.
ઘર ઘર ભટકત ઉમર ચલીરે, અજહુ ન આયા પાર,સજન.
જો તક ગઈ સો ફેર ન આવેરે, ચેતિલે હુ ચેતન હાર;સજન.
બિન ચેત બહોતેરે ગયે હૈં, વૈસેં હોંગેં હાલ તુમાર, સજન.
નરસિંહબચન કહે અબ માનો, બહોરીનાહોવોખુંવાર.સજન

## પદ ૧. રાગ કાફી.

ગાડું એક છુટયુંરે, જોજો મુસાફરનું,
વ્યાપારીઓ જાઝારે, ધણીપણૂં એક ઘરનું. ટેક.

માલે વ્હોરે છે વિધવિધ જાતીના, શુભ અશુભ બે પ્રકાર,
શુભ લિયે તેનો જય થાશે, અશુભની છે હાર,
કટુ લેશે રોગીરે, જ્યાં કામ નહીં સાકરનું. ગાડું. ૧.
વાંસના બીજ સકટ સિદ્ધાંતે, પુન્ય પાપ બેહુ બેલ;
જગ પ્રવાસે આવિને થંભ્યું, જ્યાં પંચીકૃત તન મેહેલ,
મુળ તો છે ચૈતન્યરે, સર્વ ચરાચરનું. ગાડું. ૨
જીવ શીવ પદનો અભિમાની, જેને કહિયે અહંકાર;
હાંકણહારો તો તેહજ જાણો, માર્ગ દ્વિવિધ છે સાર,
વિધાને અવિદ્યારે ભરણું ઉદરનું. ગાડું. ૩.
પંચ વિષય ગ્રેહેનારી વૃત્તી, વળી ચિત બુદ્ધિને મંન;
અષ્ટ વ્હોરતિયા તે જાણો બેસારૂ, કાળ સત્વરૂપી છે ધંન,
સત્યા સત્ય કર્મજરે, કરિયાણું છે ઘરનું. ગાડું. ૪.
સદ્ગુરૂ શુભાશુભ પરખી જાણે, જે છે મુખ્ય દલાલ;
ત્હેની સ્હાય થકી વ્હોરે તો, અંતે થાય ન્યાલ,
નુકશાન નવ થાયેરે, કદી જાણો જરનું. ગાડું. ૫.
જો કોઇ હેતુ મળે ભલો તો, સોદાગરી મિટી જાય;
મુળ પુરૂષને તે ભેટાડે, સર્વ ધાણી સમ થાય,
જેથી મિટે સત્વરરે, કામ કુલ ચાકરનું. ગાડું. ૬.
સકટ બળે ને બેલ મરે, વ્યાપારીને મળે રાજ;
પ્રવાસ ટળતાં સુખ અચળ તે, ભોગવટાનાં સાજ,
ભોગવી અંતે ગળશેરે, લુણ જેમ સાગરનું. ગાડું. ૭.
મહા ધનમાં વ્યાપારી ગળશે, ફરી ન ચહે વ્યાપાર;
ધન સ્વરૂપે થાશે અંતે, એજ સમશ્યા સાર,
સમજીને નવ કરશોરે, કામ કોઈ પાતરનું. ગાડું. ૮.
સુક્ષ્મ નવ વૃત્તિને કરશે, બ્રહ્મરસ મય જવ કોય,
જન્મ મર્ણાદી સંશય ખોશે, અખંડાનંદ શેહાય,

નરસિંહ સમજે સજ્જનરે, ખાતું જેનું સરભરનું. ગાડું. ૯.

### **પદ ૧.** રાગ–જંગલાની ઠુમરી.

જિને કિયા કલેશકા ચૂરા, સદ્ગુરૂ પૂરા, અનુભવી પૂરાજી. ટેક
જીને જ્ઞાન કબાન ચઢાયા,
શત્રૂદલ સબહીં હડાયા,
નિરંતર આપ અજીત કહાયા, સોહિ જન શૂરા, જિને. ૧.
એક નિરખે નિશાના ગડિયા,
જબ આનંદ ઘઢપેં ચઢિયા,
અનાદી અચલ તખ્તપેં અડિયા, બજ રહિ તૂરા, જિને. ૨.
જય જયકાર ધ્વની જ્યાં હોવેં,
દુખ રૂપ જગ ભ્રાન્તી ખોવેં,
અખંડિત આપ આપમેં જોવેં, નિશ્ચળ નૂરા, જિને. ૩.
દહુ દિશામેં આપ બિરાજે,
અજબ જ્યાં અનહદ બાજાં બાજે,
આપેં સ્વતંત્ર નરસિંહ ગાજે, સદા હજૂરા, જિને–
કિયા કલેશકા ચૂરા, સદ્ગુરૂ પૂરા, અનુભવી પૂરાજી. ૪.

### ગુપ્તાર્થ દર્શક છપ્પય.

**ન**ર **ત્રિ**લોક **મા પ**ળે, મૌન અંતરમાં ધારે,
**ર** જ **ક** પ્રમા**ણે ર**ળે, **લાભ** હાની ન વિચારે,
**શિ**રોમ**ણી** ત**ક ભુ**લી, **બદ્ધ** થઇ બાજિ ન હારે,
**હ**ડિ**લા** વિર**લા રા**હ, **ક્ષ**માની તજે ન ક્યારે,
**રામ લ**હે વિ**લ મ** નકરે, **જી**તીને વળિ જગમાં રહે,
નરસિંહ દુર્લભ રામ રત, ગૃહિ સુજન સર્વ જયજય કહે. ૧.

### **દુહો.**

નરસિંહ વિલાસ ઇતિ કહી, વર્ત્યો જય જયકાર;
ચિદાનંદ માણેક સમ, ગ્રહે વીર સત્ સાર.



# શુદ્ધિપત્ર.



| પૃષ્ટ. | લીટી | અશુદ્ધ | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૪ (પ્રા.) | ૧૪ | હૃધ્ય | હૃદય |
| ૭ | ૯ | ધાલિયે | ઘાલિયે |
| ૮ | ૨૩ | નીતી | જાતી |
| ,, | ૧૨ | ધનાકાશ | ઘનાકાશ |
| ૧૪ | ૧૩ | સંત સમાગમ કેરો મહીમા, વર્ણે નિશદીન શીવ જોને, | |
| ૧૫ | ૯ | ધાવ | ઘાવ |
| ૧૫ | ૧૩ | ધણેરી | ઘણેરી |
| ૨૦ | ૨૧ | ધાતી | ઘાતી |
| ૨૩ | ૨૩ | મૂરખપર | મુખપર |
| ૨૭ | ૩ | ધાવ | ઘાવ |
| ૪૩ | ૨૨ | નિશ્ચે | નિશ્ચે |
| ૪૪ | ૨ | આવામન | આવાગમન |
| ૪૫ | ૯ | ધન | ઘણ |
| ૪૮-૫૧ | ૮-૨ | મધવા | મઘવા |
| ૫૦ | ૧૧ | મદાર્થનો | પદાર્થનો |
| ૫૫ | ૧૭ | કોણ | કોઈ |
| ૫૭ | ૯ | કામ | નામ |
| ૬૭ | ૯ | માનરે | માનનેરે |

| | | | |
|---|---|---|---|
| ,, | ૧૫ | ભોગે | ભાગે |
| ૭૪ | ૧૩ | આર્થ | આય |
| ૭૫ | ૩ | જાય | જવાય |
| ૭૯ | ૧૧ | ગઇ | ગતી |
| ૮૭ | ૫ | નાણો | નાણે |
| ,, | ૬ | પરમાણો | પરમાણે |
| ૯૮ | ૨ | અને જ્ઞાતા | જ્ઞાતા અને |
| ,, | ૧૦ | જાય | જોય |
| ,, | ૨૧ | સહઅષ્ટે | અસ્તેય |
| ૧૦૨ | ૧૦ | રહે | રેહ |
| ૧૦૯ | ૧ | કહુ | કુહુ |
| ૧૧૦ | ૨ | જણને | જનને |
| ૧૧૧ | ૨ | છંડ | છંદ |
| ,, | ૨૨ | તાણ | નાણ |
| ૧૧૨ | ૧૨ | હશે | હવે |
| ,, | ,, | ટોંડો | ટાંડો |
| ૧૧૮ | ૫ | પુરવારે | પરવારે |
| ૧૧૯ | ૧૦ | ધ્રાણ | ઘ્રાણ |
| ૧૨૩ | ૧૦ | કોશ | કોશે |
| ૧૨૯ | ૧૫ | ગણવંતો | ગુણવંતો |
| ૧૩૧ | ૨૧ | કહાવેજો | કહાવેહો |
| ૧૩૨ | ૨૦ | કર્ત્તા | કર્તા |
| ૧૩૭ | ૧૦ | નાશૂરે | નાશૂરે |
| ૧૪૭ | ૧૧ | ત્યાગા | ત્યાગ્યા |

## સુચના.

આ ગ્રંથ અથથી ઇતિ સુધી સમજીને વાંચી જોનારા જ્ઞાતા પુરૂષોને કાંઇ સંશયની નિવૃત્તીની, તેમજ જેઓ સાહેબને એ ગ્રંથ ખરીદ કરવાની ઇચ્છા હશે તો તેને માટે નીચે લખેલે ઠેકાણે તજવીજ કરેથી મળશે.

વડોદરામાં જુનાં નીજામપુરાં આગળ, મ્હારાજ શ્રી નૃસિંહાચાર્યજીને મુકામે રા. રા. ત્રીકમલાલ અચરતલાલ કંથારિયા પાસેથી મળશે.

સુરત સોનીફળીએ, નીચે સહી કરનાર (હમારી) પાસેથી મળશે.

**માણેકલાલ જમનાદાશ મ્હેલારજી.**